સરસ્વતી સાહિત્ય રત્ન ગ્રંથાવલી વર્ષ ૩ જું - પુસ્તક ૧ લું

# ડગમગતું સિંહાસન

લેખક :

ચંદુલાલ એમ. શાહ



પ્રકાશક :

સરસ્વતી સાહિત્ય રત્ન ગ્રંથાવલી

પાટણ.

કિંમત રૂા. ૪-૦-૦

દાનવીર સાહિત્યપ્રેમી

# શેઠ કાંતીલાલ સાંકળચંદ ચોકસી

( રાજનગરનિવાસી. )



એઓશ્રી પોતાની સાધારણ સ્થિતિમાંથી જાત-મહેનતથી અનેક જાતના અનુભવો લઇ પોતાના આત્મબળ ઉપર વિશ્વાસ રાખી, સહાસીકતાથી વ્હેપારમાં ઝંપલાવી એક શાહ સોદાગર વહેપારી તરીકે નામના મેળવી છે. પોતે કેળવણી નહિં લીધેલી

# ડગમગતું સિંહાસન

[ ઐતિહાસિક નવલકથા ]


લેખક,

ચંદુલાલ એમ શાહ.





આવૃત્તિ ૧ લી પ્રત ૧૦૦૦

સંવત ૧૯૪૭

---

પ્રકાશક

સરસ્વતિ સાહિત્ય રત્ન ગ્રંથાવલી

રાજકવિ ભોગીલાલ રતનચંદ વોરા

ખડાખોટડીનો પાડો, પાટણ (ગુજરાત)

કિંમત રૂા ૪-૦-૦

# રૉયલ જ્વેલરી માર્ટ

હીરા ઝવેરાત

ગાંધીરોડ, અમદાવાદ

ઈલ્લામાં છેલ્લી ફેશનોના દાગીનાઓ, નવે ગ્રહનાં નંગો અને બીજી સેંકડો સોના ચાંદીની કલાપૂર્ણ ચીજો બનાવનાર અને વેચનાર

# લેખકનું પ્રાક્કથન

પ્રત્યેક નવા વરસે આરું ચોઘડીયું જોઈને નવા ચોપડામાં જે વિક્રમ સંવત્ દોરવામાં આવે છે, તે વિક્રમના પિતાની આ એક કલંકિત કથા છે.

વિક્રમ જેવા મહાપુરૂષના પૂર્વજો પવિત્ર હોવા જોઈએ; એ કથન માનવાને આપણે તૈયાર હોઈએ છીએ.

આવી કલંકિત કથાઓ અને ત્યાં સુધી જાહેરમાં ન મૂકવી જોઈએ, એમ લાગે છે. પરંતુ તે કથા કરતાં પણ શ્રેષ્ટ પ્રસંગો તે કથા સાથે સંકળાયેલા હોય છે, ત્યારે શ્રેષ્ટ પ્રસંગોને જાહેરમાં મૂકવા જતાં અનિચ્છાનીય કથાને પણ સ્થાન આપ્યા સિવાય ચાલતું નથી.

ભવિષ્યવેત્તા કાલિકાચાર્ય અને પવિત્ર સાધ્વી સરસ્વતીની મહત્તા અંધારામાંથી પ્રકાશમાં આવે, એવી ભાવનાએ લખાયેલી આ નવલકથા સાથે સંકળાયેલી રાજા ગર્દભસેન અને તેની વિલાસ બહેન અડોલિયા સહજ જ ખુલ્લાં પડી જાય છે.

સાધ્વી સરસ્વતીનું હરણ ગર્દભસેનના હાથે જ થાય છે. તેને મુક્ત કરાવવા માટે કાલિકાચાર્ય પોતાના સાધુ જીવનને થોડા સમય માટે એક બાજૂએ મૂકીને મુત્સદ્દી બની જાય છે. તેમના કાર્યમાં અને તેમણે માની લીધેલા ધર્મમાં માનવતા નીતરતી હોય છે તેમના તે માનવધર્મના પ્રચારના કારણે દરેક ધર્મના માણસો તેમને પૂજનીય દ્રષ્ટિથી જોતા હોય છે.

રાજા ગર્દભસેન તેની બહેન અડોલિયા સાથે વિલાસ ભોગવતો હોય, એ તદ્દન અસંભવિત અને અઘટિત લાગે છે. પરંતુ જ્યારે આધારભૂત પુસ્તકોમાંથી અંગેના કેટલાક

પૂરાવાઓ મળી આવે છે, ત્યારે ન છૂટકે પણ તેને સત્ય તરીકે માની લેવાની ફરજ પડે છે.

એક સમયે અણધાર્યું માગ હાથમાં "સમ્રાટ સંપ્રતિ" નામનું પુસ્તક આવી ચઢ્યું. તેમાંનાં કેટલાંક પાનાં ફેરવતાં નીચેના લખાણવાળા ફકરા પર મારી દ્રષ્ટિ પડી.

" આ યુવરાજને ( ગર્દભીલ્લને ( અડોલિયા નામે એક સમયવસ્ક બહેન હતી. કે જે અતિશય સુંદર અને રૂપસંપન્ન હતી. પોતાની જ બહેનના સૌંદર્ય પર મોહિત થઈ જગતના નીતિ અને વહેવારશાસ્ત્રનું ભાન ભૂલી ગર્દભીલ્લ પોતાની જ બહેનનો ઉપભોગી બન્યો. યુવરાજની આ પાપ ઘટના જગવિખ્યાત બની. પરિણામે યુવરાજ ગર્દભીલ્લ સમસ્ત માળવામાં ધિઃક્કારને પાત્ર થયો. રાજ્યના સુજ્ઞમંત્રીએ યુવરાજને ઘણો જ ઠપકો આપ્યો. અને રાજપુત્રી અડોલિયાને રાજ્ય મહેલના સાતમા ભુવન ઉપર કડક બંદોબસ્ત સહીત મુકી. છતાં આનું કંઈ શુભ પરિણામ આવ્યું નહિ. આ ઉદ્ધત અને વિષયાંધ યુવરાજ સાતમી ભૂમિએ પહોંચી પાપ ક્રીડામાં મસ્ત રહેવા લાગ્યો."

ઉપરના પુસ્તકમાં ગર્દભીલ્લને રાજા દર્પણનો યુવરાજ જણાવવામાં આવ્યો છે, પરંતુ કેટલાક સ્થળેથી રાજા દર્પણ એજ ગર્દભીલ્લ હોય; એમ ખાત્રી પૂર્વક જાણવા મળે છે.

ડો ત્રિભુવનદાસ એલ. શાહ કૃત " પ્રાચીન ભારતવર્ષ" ભાગ ત્રીજામાં પૃષ્ટ ૩૬૪માં જણાવવામાં આવ્યું છે કેઃ—

" જ્યારે અવંતિની ગાદીએ ગર્દભીલ્લ વંશનો આદિ પુરૂષ રાજા દર્પણ હતો અને તેણે જૈનાચાર્ય કાલિકસૂરિની બહેનને—સરસ્વતી સાધ્વીને પોતાના જનાનામાં ગોંધી રાખી આખા જૈન સંઘનું અપમાન કર્યું હતું, ત્યારે તેને પ્રતિકાર કરવા મજકૂર કાલિકસૂરિએ હિંદ બહારની જે શક પ્રજાનો સહકાર મેળવ્યો હતો, તે સર્વે પ્રથમ સૌરાષ્ટ રસ્તે ઉતર્યા હતા."

આ રીતે ડૉકટરના મંતવ્ય મુજબ રાજા દર્પણુ એ જ રાજા ગર્દભીલ્લ માની શકાય. અને રાજા ગર્દભીલ્લની વર્તણુક માટે તેમાંથી સચોટ પૂરાવો મળી શકે.

"સમ્રાટ સંપ્રતિ"ના લેખક મં. ત્રી. ઝવેરી કરતાં ડૉ૦ ત્રિભુવનદાસના 'પ્રાચીન ભારતવર્ષ'ને વધારે આધારભૂત માનવીના મારી ઇચ્છા પ્રબળ હોય છે. એટલે રાજા દર્પણુનો યુવરાજ રાજા ગર્દભીલ્લ નહિ, પણ રાજા દર્પણુ એ જ રાજા ગર્દભીલ્લ માની શકાય છે.

એ ઉપરાંત '**वीर निर्वाण संवत् और जैन कालगणना**" નામનું "**मुनि कल्याणविजय**" રચીત એક પુસ્તક મારા હાથમાં આવી ચઢયું. તેમાંથી નીચેનો ઉલ્લેખ વાંચવામાં આવ્યો.

" बलमित्र—भानुमित्र के ४७ वें वर्ष के आसपास उज्जयिनीमें एक अनिष्ट घटना हो गइ। वहांके गर्दभिल्ल वंशीय राजा दर्पण ने कालकसूरि नामके जैनाचार्यकी बहन सरस्वती साध्वीको जबरन् पडदेमें डाल दीया। आचार्य कालकने गर्दभिल्लको बहुत समझाया, उज्जयिनी के जैन संघ ने भी साध्वी को छोड देनेके लिये विविध प्रार्थनाएं कीं परराजाने एकभी न सुनी।

कालकसूरिने निरुपाय हो राजसत्ताकी मदद लेनी चाही पर उज्जेयिनी के गर्दभिल्ल दर्पण से लोहा लेनेवाला कोइ भी राज्य उस समय नहीं था। भरोच के बलमित्र—भानुमित्र कालिक और सरस्वती के भानजे थे पर वे भी

दर्पण के सामने उंगली उंची करनेका साहस नहि कर सके। अंतमे कालकने परदेश जाकर कीसी राजसत्ताकी सहायता लेनेकी ठानी और वे पारिसकुलजा पहुंचे" ॥

ઉપરની ગણત્રીએ રાજા દર્પણ જ સાધ્વી સરસ્વતીનું હરણ કરનાર પૂરવાર થાય છે. તે ઉપરાંત તેમાં આગળ લખવામાં આવ્યું છે કેઃ—

"बृहत्कल्प भाष्य और चूर्णि में भी राजा गर्दभ संबंधी कुच बातें हैं, जिनका सार यह है कि 'उज्जयिनी नगरीमें अनिलपुत्र यव नामक राजा और उसका पुत्र गर्दभ युवराज था। गर्दभके अडोलिया नामकी बहन थी। यौवन प्राप्त अडोलियाका रूपसौंदर्य देखकर युवराज गर्दभ उस पर मोहित हो गया। उसके मंत्री दीर्घपृष्ठको यह बात मालूम हुइ और उसने अडोलियाको सातवें भूमि घरमें रख दिया और गर्दभ उसके पास जाने आने लगा।"

ઉપરોક્ત લેખથી સાબિત થાય છે કે, રાજા દર્પણ તેની બહેન અડોલિયા સાથે વિલાસ ભોગવતો હતો, અને તેણે સાધ્વી સરસ્વતીનું અપહરણ કર્યું હતું.

સગી બહેન પર મોહિત બનાર અને અનાચાર આચરનાર તેમજ સાધ્વી સ્ત્રીનું હરણ કરનાર સત્તામાં પ્રજાની સ્ત્રીઓનાં શિયળ પણ સુરક્ષિત શી રીતે હોઈ શકે?

કાલ—ગણનાના આધારે પણ ઝવેરીએ પોતાના પુસ્તકમાં કરેલો ઉલ્લેખ—રાજા દર્પણનો યુવરાજ ગર્દભીલ—બોધ ઠરે છે, ને દર્પણ એ જ ગર્દભિલ્લ સાબિત થાય છે.

સાધ્વી સરસ્વતી સંસારી અવસ્થામાં કાલિકાચાર્યની બહેન થતી હતી. બહેન તરીકે નહિ, સાધ્વી તરીકે નહિ, પણ માનવધર્મ તરીકે એક સ્ત્રીને તેના થયેલા અપહરણમાંથી છોડાવવાની તેમને આવશ્યકતા ભાસી.

સ્ત્રીના અપહરણ સમું કોઈ જ નીચ કૃત્ય જગતમાં નથી.

તેમના પક્ષમાં આખો દેશ હતો. સૈન્ય, માનવધર્મને ખાતર રાજા સામે શસ્ત્ર ઉપાડવાને તૈયાર હતું. દરેક ધર્મીના માણસો તેમના પક્ષમાં હતા મહામંત્રી, મહાસેનાપતિ અને અન્ય ઉચ્ચ અધિકારીઓ સાધ્વી સરસ્વતીના અપહરણના કારણે રાજાની વિરૂદ્ધ બની ગયા હતા. કાલિકાચાર્યને દરેક રીતે મદદ કરવાને તે તૈયાર થઇ ગયા હતા. પણ રાજાને હંફાવવામાં એક મૂસ્કેલી હતી.

રાજા ગર્દભસેન ગર્દભદેવીનો ઉપાસક હતો. તેણે તે દેવીને રીઝાવીને તેની પાસેથી ગર્દભવિદ્યા પ્રાપ્ત કરી હતી. જ્યારે તે વિદ્યા સાધ્ય કરીને મોટા સ્વરે તે બૂમ મારતો ત્યારે તેનો સૂર ગર્દભ (ગધેડા) જેવો બની જતો. તે અવાજ જેના કાને સંભળાય, તે વ્યક્તિ તરત જ મરણ પામતી. તે કારણે કાલિકાચાર્યને અન્ય લોકોની સલાહથી બીજા દેશની મદદ લેવા માટે જવું પડયું.

પરદેશીઓને લાવવાથી દેશદ્રોહિ બનાય છે, તે વાત તેમના લક્ષ બહાર નહોતી. પરંતુ તે સિવાય બીજો રસ્તો નહોતો સરસ્વતીને અને ભયભીત રહેતી પ્રજાને ભય મુક્ત કરાવવાને ખાતર ગમે તેવું પગલું ભરવાને તે તૈયાર થયા હતા. તેમણે કહ્યું હતું કે, 'જો તમારામાં શક્તિ હોય તો, આવનાર પરદેશીઓને તમારું કામ પત્યા પછી હાંકી કાઢજો.'

આ નવલકથાનો પ્રથમ વિભાગ કાલિકાચાર્યના પ્રયાણ સુધીનો છે. પ્રથમ ભાગ વાંચ્યા પછી વાંચકોને તેના અનુસંધાન માટે 'રાજ પલટો' વાંચવાની જરુર પડશે, એ વાત નિર્વિવાદ છે. વાંચકોને તેમાં મૂશ્કેલી પડવાનો સંભવ પણ છે. પણ એકજ ભાગમાં આખો પ્રસંગ પૂરો કરવાનો વિચાર કરતાં તેમ બનવું અશક્ય લાગ્યું. પુસ્તક ઘણું જ મોટું થઈ જવાના ભયથી અનુસંધાનમાં લખવાની ફરજ પડી.

આશા છે કે, વાંચકો જરુર દરગુજર કરશે!

૨૨૦, ફોકાસ્ટ્રીટ
મુંબઈ નં. ૨
અનંત ચતુર્દશી ૨૦૦૩
તા. ૨૯-૯-૧૯૪૭

ચંદુલાલ. એમ. શાહ



નં. ૪૬૦૩ લા. નં. A H ૨૦૮૩

પહેરનાર સુખી રહો.
પ્રમાણિકતા એ અમારો
મુદ્રાલેખ છે.

# શા. કાન્તીલાલ રતીલાલ ટીંટોડાવાળા

ઠે. ગાંધીરોડ દુ. નં. ૩૦૮૪ અમદાવાદ

અમારી દુકાને દરેક જાતના સોના, ચાંદી અને ઝવેરાત ના લેટેસ્ટ ફેશનના તદ્દન નવિન ઢબના દાગીના બનાવનાર તથા વેચનાર.

આ સિવાય ગ્રાહકના ઓર્ડર મુજબ બેંકાક પોખરાજ હીરા માણેક મોતી વિગેરેના સુંદર અને આધુનીક ઢબના દાગીના બનાવી આપવામાં આવશે

**એક વખત પધારવા ખાસ આગ્રહભરી વિનંતી છે.**

હોવા છતાં પણ પોતાની દશામેવાડા વણિક જ્ઞાતિમાં "જ્ઞાતિની ઉન્નતિ" માટે કેળવણી ખાતામાં બાદશાહી સખાવત આપી પોતાની જ્ઞાતિની સેવા બજાવી છે. એ સિવાય પોતાના સ્વહસ્તે હજારો રૂપીઆની સખાવતો ગુપ્ત દાનમાં આપી સેંકડો ગરીબોના આશિર્વાદ મેળવવામાં તેમજ જીવદયા અને સાહિત્યમાં પણ હજારો રૂપીઆની મદદ આપી તે કાર્યને પ્રોત્સાહન આપ્યું છે, અને તેમાંજ પોતે પોતાના જીવનનું સાર્થક કર્યું છે.

આવા અનેક સદ્‌ગુણોથી આકર્ષાઇને તેમની જ્ઞાતિ તરફથી તા. ૨-૨-૧૯૩૯ ના રોજ પાદરા મુકામે માનપત્ર આપી તેમના આપેલા દાનની કદર કરી છે.

એ સિવાય મારા એક જુના મિત્ર તરીકે મારા સાહિત્ય કાર્યમાં પણ મારી ચાલુ "સરસ્વતિ રત્ન ગ્રન્થાવલી"માં પણ મિત્ર તરીકે સારી ઉદારતાભરી રકમ આપી આવા મોંઘવારીના સમયમાં નિસ્વાર્થપણે મારા સાહિત્યના પ્રયાસને વેગવંતુ બનાવવા હિંમત અને આશા બંને આપ્યા છે.

વળી તેઓશ્રીનાં ધર્મપત્નિ પણ પોતાના શુભકાર્યોમાં ઉદારતા ભરી રીતે સહકાર આપી ગ્રહસ્થાશ્રમના જીવનને ઉજ્વલ બનાવ્યું છે. તેમજ ધાર્મિક ભાવનામાં પણ પોતે સુંદર ફાળો લે છે અને આપે છે. તેથી એવા અનેક સદ્‌ગુણને આકર્ષાઇને મિત્ર તરીકે તેઓશ્રીનો આ મારા ચાલુ પુસ્તકમાં ફોટો મુકવાનું સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત થયું છે તે માટે હું પ્રભુનો આભાર માનુંછું.

પોતે પોતાનું જીવન નિસ્વાર્થ, નિરાભિમાની, પ્રેમાળ, સ્વભાવ અને સંતોષની સાથે જીવનને સેવાભાવી કાર્યમાં વ્યતીત કરીને પોતાના મર્હુમ માતા-પિતાના આત્માને શાંતી આપીને તમને તેમનું જીવન ઉજ્વલ કર્યું છે.

પરમાત્મા તેઓશ્રીના સહકુટુંબને તેમજ તેઓના બંને દિકરાઓને હંમેશાં આરોગ્ય અને દિર્ઘાયુ રાખો, અને ફળો, ફુલો, અને ફાલો એજ હૃદયની ભાવના.

**લી. કવિ ભોગીલાલ.**

# અનુક્રમણિકા

| પ્રકરણ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|



---


મુદ્રક

શાહ મણીલાલ છગનલાલ

નવપ્રભાત પ્રીન્ટીંગ પ્રેસ

ઘીકાંટા રોડ, અમદાવાદ.

# પ્રકરણ ૧ લું

## મહારાણી સરસ્વતીની માંગણી કરે છે

ત્રણ ત્રણ દિવસ થયા, આખી અવંતિમાં હાહાકાર વ્યાપી ગયો હતો. લશ્કરી અને વ્યવસ્થાપક ઘોડેસ્વારોની ટુકડીઓ આમથી તેમ દોડી રહી હતી. પ્રજાના દિલમાં અકથ્ય વેદનાઓ થઈ રહી હતી. નથી જોવાતો ધર્મ કે નથી જોવાતો ધર્માન્તર. જૈનો અને જૈનેતરો એક બીજાને આશ્વાસન આપી રહયા છે. નગરશ્રેષ્ઠીઓ વિચારમાં પડી ગયા છે. જૈનસાધુઓ અને અન્ય ધર્મના ગુરૂઓ ખાનગી મસલતોમાં પડી ગયા છે. નગરશેઠ ધનપાળ વારંવાર અવંતિ પતિની મુલાકાતો લઈ રહયા છે. અવંતિનાં ભોજન અરૂચિકર બની ગયાં છે. માળવાના પાટનગરમાંથી અને તેના આજુબાજુના પ્રદેશમાંથી શાંતિનો નાશ થઈ ગયો છે. ધનાઢયોની શિબિકાઓ જૈન અને જૈનેતર ગુરૂઓના સ્થાનોમાંથી અવરજવરનો માર્ગ કરી રહી છે. ધર્મી પુરૂષોનાં દિલમાં સંતાપ થઈ રહયાં છે. પ્રજાજનોનાં મનમાં અનેક જાતની શંકા કુશંકાઓ ઉઠવી રહી છે. નગરના બાહોશ ગુપ્તચરો પોતપોતાના કાર્યમાં ગૂંથાઈ ગયા છે. અવંતિ નરેશની આજ્ઞા છે કે, "જ્યાં સુધી સાધ્વી સરસ્વતીની ભાળ મળે નહિ ત્યાં સુધી નગરમાં કોઈપણ જાતનો ઉત્સવ ઉજવવો નહિ."

જૈન સાધ્વી સરસ્વતી—મહાપ્રભાવશાળી કાલિકાસૂરિની બહેનનું હરણ થયું છે. કાલિકાસૂરિ એટલે આખા દેશનો પ્રાણ. પોતે જૈન હોવા છતાં, તેમણે જૈનેતર ધર્મને નિંદ્યો નથી. જૈનેતર પુરૂષોને દૂભાવ્યા નથી. લોકોમાં અફવા ચાલી રહી હતી કે, રાજાએ કાલિકાસૂરિ અને તેમની બહેન સાધ્વી સરસ્વતીને ખાસ ચોમાસુ [1] કરવા માટે અવંતિમાં તેડાવ્યા હતા. એ અફવા સાચી હતી કે ખોટી, તેનો નિર્ણય થયો નહોતો. છતાં લોકો માનતા હતા કે, બંને જણ—સાધુ કાલિકસૂરિ અને સાધ્વી સરસ્વતી રાજાની ઈચ્છાને માન આપી [2] બંગાળમાંથી અવંતિમાં આવ્યાં હતાં.

તેમની આદર્શ ભાવનાઓ વડે અને પ્રત્યેક ધર્મને સમ દ્રષ્ટિએ જોવાની નીતિથી લોકોએ તેમને અપનાવી લીધા હતા. તેમણે દરેક ધર્મ કરતાં માનવધર્મને શ્રેષ્ટ જાહેર કર્યો હતો. સમજાવેલો માનવધર્મની સરળ વ્યાખ્યા પ્રત્યેક ધર્મના ગુરૂએ અને અનુયાયીઓએ માન્ય રાખી હતી. તેમનામાં વસેલા સદ્-ગુણના કારણે પ્રજા અને રાજવર્ગ તેમને સન્માનની નજરે જોતાં.

રૂપગુણ સંપન્ન અને માનવધર્મને જીવનમાં ઉતારનારી સાધ્વી સરસ્વતી જનસમૂહમાં દેવી તરીકે પૂજાતી હતી. ધારા-વાસનાં રહીશ આ સાધુ અને સાધ્વી સંસારાવસ્થામાં રાજકુમાર અને રાજકુમારી હતાં. જૈનધર્મની દીક્ષા લીધા પછી તેમનો ભાઈ બહેનનો સંબંધ પૂરો થયો હતો. તેમનાં ભવ્ય લલાટ સામી વ્યક્તિ પર પ્રતિભા પાડતાં હતાં.

એ સમયે ધારવાસ અને માળવામાં સર્વ શ્રેષ્ટ સૌંદર્યમાન કાંતિ સરસ્વતીની ગણાતી. તેનામાં વસેલા ગુણ દરેકના મનને

---

૧ ચોમાસાના ચાર માસ રહેવા માટે

૨ કેટલાક ઇતિહાસકારોની માન્યતા પ્રમાણે તેઓ ધારાવાસ-માંથી આવેલાં.

આકર્ષી શકતા. અચાનક એ સાધ્વીનું હરણ થયું હતું. અવંતિપતિ મહારાજા દર્પણના નવ વરસના રાજ્ય અમલમાં અનેક સ્ત્રીઓનાં હરણ થયાં હતાં. પણ સાધ્વી સરસ્વતીના હરણને કારણે ચારે તરફ હાહાકાર વર્તી રહ્યો હતો. તેજ દિવસે રાજાનો સારથ નાગ પણ અદ્રશ્ય થયો હતો.

ચારે બાજુએ રાજા દર્પણની હાક વાગતી હતી. તે મહા બલિષ્ટ રાજા તરીકે પંકાઈ ચૂક્યો હતો. સૌરાષ્ટ્રનો શાસનકર્તા શક રાજા રૂષભદત્ત પણ તેના તરફ નજર કરી શકતો નહોતો.

નહપણના મૃત્યુ પછી અવંતિની ગાદી પર તેના જમાઈ રૂષભદત્તનો હક્ક પહોંચતો હોવા છતાં, તેનો હક્ક ડુબાડીને અવંતિપતિ બની બેસનાર રાજા દર્પણે તેની સામે ઉપડેલા અવંતિના આખા માળવાના બંડને પોતાની શક્તિ વડે દાબી દીધું હતુ. તેના તે કાર્ય વડે પ્રજા અને અન્ય રાજાઓ તેનાથી ડરતા હતા. એક વખતે તેણે વાઘને વગર હથિયારે પોતાના બાહુબળ વડે હણ્યો નાંખ્યો હતો. તે વખતની તેની અપૂર્વ વીરત્તા જોઈને તેના સાથેના સૈનીકો તેની શક્તિમાં અંધશ્રદ્ધા રાખતા થઈ ગયા હતા.

સરસ્વતીના અપહરણે આખા નગરને અને દેશને ચિંતા ગ્રસ્ત બનાવી મુક્યા હતા. ચિંતાને કારણે અશાંતિ જન્મી હતી. અશાન્તિમાંથી બંડ થવાનો સંભવ હતો. દરેકને હૈયે રમી રહેલી સરસ્વતી ત્રણ દિવસથી અદ્રશ્ય થઈ હતી. તેનું હરણ કોણે કર્યું અને શા કારણે કર્યું એ કોઈ સમજી શકતું નહોતું. ઘેર ઘેર અને ચૌટે ચૌટે સરસ્વતીના હરણનોજ વિષય ચર્ચાઈ રહ્યો હતો.

મહારાણી મદનરેખા અને મહારાજા દર્પણ[1] પણ એજ વિષય ઉપર ચર્ચા કરી રહ્યાં હતાં.

---

: ૧ : મહારાજા દર્પણનું બીજુ નામ ગંધર્વસેન હતું. કેટલાક તેને ગર્દભસેન પણ કહેતા હતા.

"મહારાજ !" મહારાણી મદનરેખા કહી રહ્યા હતાં: "તમારે જાતે તપાસ માટે જવું જોઇએ. કાલિસૂરિના પક્ષમાં આખો દેશ છે. તે પુરૂષ પ્રતિભાશાળી છે. દેવી સરસ્વતી તેના કૌમાર્યના પ્રભાવે આખા દેશની માનીતી થઇ પડી છે. સાક્ષાત માનવતાની મૂર્તિ સમી સરસ્વતીનો પત્તો નહિ લાગે તો આખો દેશ ખળભળી ઉઠશે."

"દેવી !" મહારાજા દર્પણ તેને સમજાવવા લાગ્યા: "ગઈ કાલની આખી રાત મેં પરિભ્રમણમાં જ કાઢી છે. તેના હરણથી મારૂં હૃદય વલોવાઇ ગયું છે. તેની શોધ માટે મેં મારા ચાલાક અને વિશ્વાસુ માણસોને રવાના કર્યા છે. મહામંત્રીને પણ મેં તેની તપાસ માટે આજ્ઞા કરી છે. ગુપ્તચર ખાતાના અફસરને પણ મેં તે બાબતને માટે હુકમ કર્યો છે. તમે શાંત થાવ. ગમે તે પ્રકારે હું તેનો પત્તો મેળવીશ."

"પ્રભુ !" મદનરેખા બોલી: "તમે તમારાથી બનતું બધું કરી રહ્યા છો, એ હું સારી રીતે જાણું છું. પણ પ્રજાને સંતોષ આપવો મુશ્કેલ છે. તેની લાગણી દુભાણી છે. તમે ગમે તેટલા સાચા હશો પણ પ્રજાને તેની સાથે નિસ્બત નહિ રહે. તે તો માગે છે અને માગશે માત્ર સરસ્વતી. નહિ તો જે પ્રજાએ અને સૈનિકોએ તમારૂં વગર હક્કનું સિંહાસન સ્થિર કરી આપ્યું છે, તેજ પ્રજા અને તેજ સૈનિકો તમારા સ્થિર થયેલા સિંહાસનને ઉખેડીને ફેંકી દેતાં વાર નહિ કરે. આમાં જૈન સાધ્વીનો પ્રશ્ન નથી, પણ નારીત્વનો પ્રશ્ન છે. આજ સુધી તમે ગમે તેમ વર્ત્યા હશો, પણ હવે પ્રજા કે સૈન્ય તમને તેવીજ રીતે આગળ વધવા નહિ દે. અવંતિ જેવી મહાન નગરીમાંથી સાધ્વી સરસ્વતી જેવી મહા બ્રહ્મચારીણીનું હરણ થાય અને તમારા જેવા પ્રબળ નૃપતિ તેની ભાળ મેળવી

ન શકે, એ વાત પ્રજાને ગળે ઉતરે તેમ નથી. માળવાની પ્રજા ચાણક્ય છે, મૂર્ખ નથી."

"રાણી! મારી પ્રજા ચાલાક અને સમજુ હોય, એમાં મારે અભિમાન લેવા જોઈએ, ગઈ કાલે સૂર્ય પૂજકો પણ આપણા રાજદરબારમાં આવ્યા હતા. તેમના ગુરુને મેં આશ્વાસન આપ્યું છે. તેમણે ધર્મભેદ ત્યાગીને ધર્મની રક્ષા માટે ખાત્રી માગી હતી. મેં સાચા દિલથી તેમને ખાત્રી પણ આપી છે, કાલિકાસૂરિને પણ સમજાવ્યા છે. દેવી! મારી પવિત્ર ફરજ છે કે, મારે મારી પ્રજાનું અને ધર્મનું રક્ષણ કરવું જોઈએ. જેને મેં ધારાવાસથી ચોમાસુ કરવા માટે અવંતિમાં તેડાવ્યાનું પ્રજા માને છે, તેના હરણ વિષે જો હું શાંતિ ધારણ કરું તો મારા જેવો કોઈ માનવ દ્રોહી કે ધર્મદ્રોહી ન કહેવાય." રાજા રાણી મદનરેખાને સમજાવી રહ્યો હતો. "મારી ફરજને હું નહિ ભૂલું, દેવી! કાલિકાસૂરી અને સરસ્વતી પ્રત્યે મને અનહદ માન છે. તેમનામાં રમી રહેલી માનવતા આખા જગતની એકતા સાધવાને સમર્થ છે. તેમની માનવધર્મની વ્યાખ્યા સર્વે ધર્મો કરતાં શ્રેષ્ટ છે."

અવંતિપતિ દર્પણ અને ધારની કન્યા મદનરેખાનો આ વાર્તાલાપ એક નાનકડા બગીચામાં ચાલી રહ્યો હતો. મોરનો મધુર અવાજ ચોમાસાની રૂતુની મહત્વતાના ગુણ ગાઈ રહ્યો હતો. અનેક વિધ પુષ્પોનો સુવાસ ઘ્રાણેન્દ્રિયને આલ્હાદ આપી રહ્યો હતો. પુષ્પોનો ઉપભોગ કરતા ભ્રમરોનો ગણગણાટ શાંત વાતાવરણને ધ્વનિમય બનાવી રહ્યો હતો. શીત વાયુની મૃદુતા શરીરને મીઠાશ અર્પી રહી હતી.

અઠયાવીસ વરસનો રાજા અને ચોવીસ વરસની રાણી એક હીંચકા પર બેઠાં હતાં. દર્પણરાજના ચહેરા પરની ગંભીરતા

એને મદનરેખાના ચહેરા પરની ચિંતા એક મેકને નીરખી રહ્યાં હતાં.

"દેવ! હું તો સરસ્વતી માગું છું, મારે એની માનવતા કે માનવધર્મની જરૂર નથી. જો તે મને નહિ મળે તો હું પ્રજામાં ભળી જઈશ, પ્રજા બંડ કરશે તો હું તેમાં સાથ આપીશ. મારે ધર્મોં સરસ્વતી નથી જોઈતી. મારે લોકોની સરસ્વતી નથી જોઈતી. મારે ધારાવાસની સરસ્વતી નથી જોઈતી મારે તો જોઈએ છે મારી અવંતિમાંથી અદ્રષ્ય થયેલી સરસ્વતી મારે તો જોઈએ છે મારી સરસ્વતી. ગમે ત્યાંથી મને મારી સરસ્વતી લાવી આપો, લાવી આપો ને લાવી આપો." રાણીએ હઠ લીધી.

તે સરસ્વતીના પ્રભાવમાં મુંઝાઈ ગઈ હતી. અવંતિમાંથી અદ્રષ્ય થયેલી સરસ્વતી અવંતિને માટે અને રાજારાણીને માટે કલંક સમાન હતી. અનેક સ્ત્રીઓનાં હરણમાં રાણીને કલંકતા ભાસી નહોતી, પણ એનામાં ખાસ કરીને ભાસી. કારણ કે તે પવિત્ર, સર્વ ધર્મોના અનુયામીઓની માનીતી અને બાળબ્રહ્મચારીણી હોવા ઉપરાંત સદાયને માટે બ્રહ્મચારીણી રહેવાને માટે સર્જાયેલી હતી.

"થોડી ધીરજ ધરો દેવી! તમને તમારી સરસ્વતી મળી રહેશે. જરૂર મળી રહેશે. આવતી કાલે હું પોતે તેની તપાસ માટે બહાર નીકળીશ." હું તેને ગમે ત્યાંથી શોધી લાવીશ. તમે મારા પર વિશ્વાસ રાખો. તમારા માટે રાજ્યના હિતને માટે અને પ્રજાના પ્રેમને માટે મારે તેને લાવવી પડશે. મને ખાત્રી છે કે, તેને અવંતિની બહાર લઈ જવામા આવી ન હોવી જોઈએ હું જંગલોના જંગલો ઢુંઢાવીશ, ગૂફાઓની ગૂફાઓ શોધાવીશ ને પાણીના અંતરપટ ચુંથાવીશ. તમારી રાજ્યકીર્તિની અને પ્રજાની ખાતર એ માનવાની શાક્ષાત દેવી. તમારી સમક્ષ. પ્રજાની સમક્ષ. હાજર કરીશ.

હું પ્રજાનો અને ધર્મનો રક્ષણ કર્તા છું પ્રજાએ મારા પર મૂકેલા વિશ્વાસનો હું ભંગ થવા નહિ દઉં. તમે મારામાં શ્રદ્ધા રાખો. ”

‘ સ્વામી ! આજ સુધી મેં તમારામાં શ્રદ્ધા રાખી છે. ને હજી પણ રાખુ છું. ” મદનરેખા બોલી.

દૂરથી આવતો મોરલીનો મધુર સ્વર સંભળાતાં તેમના કાન તે તરફ મંડાયા.

# પ્રકરણ ૨ જું

## મહામંત્રીનો કાલ્પનીક હોદ્દો ભોગવાય છે

ક્ષિપ્રા નદીના વિશાળ તટ પર આવેલા રાજમહાલયમાં રાજકુમાર વિક્રમ તેના બાળમિત્ર ભરતકુમાર સાથે આનંદ કરી રહ્યો હતો. બંનેની ઉંમર લગભગ સરખી એટલે સાતેક વરસની હતી. તેમના આનંદમાં ગંધર્વસેનની રાજ્ય પ્રાપ્તિનો વિષય ચર્ચાઈ રહ્યો હતો. નગરશ્રેષ્ટીનો એકનો એક લાડકવાયો પુત્ર રાજપુત્રનો પ્રાણ સમો મિત્ર હતો. નગરશેઠ અને રાજાની મિત્રાચારી બંને બાળકોમાં ઉતરી હતી.

તે બંને એકજ અધ્યાપક પાસે શિક્ષણ લઈ રહ્યા હતા. છ વરસની ઉંમરથીજ શસ્ત્ર વિષયક માહિતી અને રાજકેળવણી અપાઈ રહ્યાં હતાં. એ બાળકોના મગજમાં એક વાત ઠસી જવા પામી હતી કે, ' મહારાજા ગંધર્વસેને વગર હકકે અવંતિની ગાદી પ્રાપ્ત કરી છે.' એ વાતમાંથી રાજાની શક્તિનો પડઘો નીકળતો હતો. રૂપભદત્ત જેવા બળવાન રાજાનો હક ડુબાડીને તેની ગાદી પચાવી પાડવી, એ ભયંકર શક્તિ વિના બની શકે નહિ રાજાના એ એક કૃત્યના પ્રત્યાઘાત રૂપે બાળ વિક્રમે નક્કી

કરી લીધું હતું કે, મારે પણ સમ્રાટ બનવું. પિતાના રાજ્ય કરતાં મારૂં રાજ્ય શ્રેષ્ટ, વિસ્તારવાળું અને સુખાકારી નીવડવું જોઈએ. કોઈનું પણ રાજ્ય વગર હક્કે ન પચાવી પાડતાં પોતાના બાહુબળ વડે રાજ્યની પ્રાપ્તિ કરવી. સત્કર્મો કરીને અમર નામના મેળવવી. નીતિથી મેળવવું, નીતિથી ભોગવવું અને નીતિથી જીવવું.

બંને મિત્રોએ એક બીજાના વિચાર જાણી લીધા હતા. જીવનની અંતિમ ઘડી સુધી એક બીજાથી વિખૂટા નહિ પડવાની પ્રતિજ્ઞા લીધી હતી. અલ્પકાળના વિચારો કોઈ કોઈ વાર સત્ય નીવડે છે, એ કહેવત બાળવિક્રમના શબ્દો પૂરવાર કરતા હતા.

એકે સમ્રાટ બનવાની ઇચ્છા કરી અને બીજાએ નગર-શ્રેષ્ટીનું બિરૂદ ત્યાગીને મહામંત્રી બનવાની ભાવના સેવી. રાજકુમારને તેના પિતા વિષે જે માન હતું, તે અન્યનો હક્ક ડુબાડીને રાજ્ય પચાવી પાડવાની હકિકત સાંભળીને ઓછું થયું હતું.

“વિક્રમ!” ભરતકુમાર વિક્રમને કહેવા લાગ્યો: “તારા પિતાએ જો નહપાણના મૃત્યુ પછી તેના જમાઈ રૂષભદત્તનો[1] હક્ક ઉડાવી દઈ પોતાના બાહુબળ વડે અવંતિનું સિંહાસન મેળવ્યું ન હોત, તો આજે તું મહારાજાનો પુત્ર ન કહેવાત!”

“ભરત! મને મહારાજાનો પુત્ર કહેવડાવવું બિલકુલ ગમતું નથી. જે રાજા નીતિથી જીતીને અગર તો વારસામાં મળેલા હક્ક વડે મહારાજા બને તે જ મહારાજા કહેવાય. મારા પિતાએ

---

૧ ઈ. સ. પૂર્વે ૬૩ની સાલમાં અવંતિપતિ નહપાણ મૃત્યુ પામ્યો હતો. તેને પુત્ર ન હોવાથી તેનો જમાઈ રૂષભદત્ત અવંતિનો હક્કદાર હતો. પણ તે ત્યાં હાજર ન હોવાથી અને શક્તિમાન ન હોવાથી ગંધર્વસેણ અવંતિપતિ બની બેઠો હતો.

મેળવેલી ગાડી વડે તે મહારાજા નહિ, પરંતુ કલંકિત રાજવી ગણાય! એવા મહારાજાના કુમાર બનવા કરતાં તો એક નીતિમાન સામાન્ય પુરૂષના પુત્ર બનવું શ્રેષ્ટ છે. મારા પિતાની નીતિ મને બિલકુલ માન્ય નથી." વિક્રમને જન્મથી જ નીતિની પ્રેરણા મળી હતી. તે પ્રેરણા કુદરતી હતી. તેની ભાષા બાળકની હતી પણ બુદ્ધિ અનુભવની હતી.

" એમ કહેવાથી તું થોડોક મહારાજાનો પુત્ર મટી જવાનો છે? ગમે તેમ પણ તું રાજકુમાર છે. ભવિષ્યમાં અમારે તો તનેજ નમવું પડશે ને! જ્યારે તું મહારાજા બનીશ ત્યારે હું તારો મહામંત્રી બનીશ, એ તું ન ભૂલતો કુમાર!" શ્રેષ્ઠી બાળકે પોતાનો વિચાર જણાવ્યો. તે પ્રત્યેક વાક્ય એકબીજાના અનુસંધાન વિનાનું જ બોલતો હતો.

" અને પછી તારા નગર શ્રેષ્ટીપણાનુ શું થશે?" વિક્રમે પ્રશ્ન કર્યો.

" નગર શ્રેષ્ટીઓ તો ઘણાયે મળી રહેશે, કુમાર! પણ મારા જેવો મહામંત્રી તને નહિ મળે." ભરતકુમાર પોતે પોતાનામાં શ્રદ્ધા કેળવી રહ્યો હતો.

" પણ તારા પિતાને પૂછી જોયું?"

" એમાં મારા પિતાને શુ પૂછવાનું હતું! આપણા ગુરૂજીએ આપણને શીખવેલો મહામંત્ર 'ઇચ્છાને અવરોધવી નહિ' એ મારા હૃદયમાં કોતરાઇ ગયેલ છે." ભરતકુમારે તેના અધ્યાપકના શબ્દો આગળ ધર્યા.

" અને ગુરૂજીનો બીજો મંત્ર 'ભવિષ્યનો વિચાર કરીને આગળ પગલું ભરવુ' એ ભૂલી જવો ન જોઇએ." વિક્રમે તેના બાળમિત્રને વિચાર કરીને ઇચ્છા પ્રગટ કરવાનું સૂચવ્યુ.

" સમ્રાટ વિક્રમના મહામંત્રી બનવામાં પસ્તાવું નહિ પડે,

મહામંત્રીનો કાલ્પનીક હોદ્દો ભોગવાય છે ૨૯૫૯૩૧૧

એની મને ખાત્રી છે" વિક્રમપરની પોતાની શ્રદ્ધા ભરતકુમારે પ્રકટ કરી.

"પણ સમ્રાટના ગુણદોષ જોયા વિના તેના મહામંત્રી બનવાની ઇચ્છા સેવવી, એ અવિચાર્યું પગલું ગણાય" જાણે પોતે સમ્રાટ બની ગયો હોય, એવી ઢબે વિક્રમ બોલવા લાગ્યો.

"વિચાર કરીને તો દરેક વ્યક્તિ પગલું ભરી શકે, વિક્રમ! પણ વગર વિચારે મિત્રના સમ્રાટ પદ વિષે સુશ્રદ્ધા સેવે એવા તો મારા જેવા વિરલા જ હોય! તું તો જ્યારે સમ્રાટ બનવાનો હોઈશ ત્યારે બનીશ, પણ હું તો આજથી જ તારો મહામંત્રી બની ચૂકયો છું." ભરતકુમારે પોતાના મનની મક્કમતા દાખવી.

"પણ હજી તો હું અને તું બાળક છીએ, ભરત!"

"છતાં ગાદીનો વારસ તો તું જ છે ને! અને તું ગાદી બેસે ને હું મહામંત્રી ન બનું તો બધા આપણા વિષે શું ધારે!"

"બધાની ધારવાની વાત તો એક બાજુએ રહી, પણ હુંજ ગાદીપતિ બનીશ એમ તું શા પરથી માની લે છે?" વિક્રમ તેના મિત્રની પરિક્ષા લેવા લાગ્યો.

"એતો તારૂં લલાટ જ કહી આપે છે."

"મારા લલાટમાં કંઇ લખેલું છે?" વિક્રમના પ્રશ્નમાં હાસ્ય હતું.

"હા." ભરતકુમાર મક્કમ સ્વરે બોલ્યો.

"શું?"

"મહારાજાધિરાજ વિક્રમાદિત્ત"

"અને તારા લલાટમાં?" વિક્રમે મશ્કરી આદરી.

"તને દેખાતું નથી?"

"ના"

" મારા લલાટમાં લખ્યું છે મહામંત્રી ભરતકુમાર "

" મને તો તારા લલાટમાં લખેલું કંઈ જ દેખાતું નથી."

" એ તને ન દેખાય."

" કેમ ? "

" મુત્સદ્દી વિના તે કોઈજ ન જોઇ શકે."

" એટલે તું મુત્સદ્દી છે ને હું મુત્સદ્દી નથી, એમને ! "

" એમ હું કયાં કહું છું ?"

" ત્યારે, તારા કહેવ નો અર્થ શો ? "

" મારા લલાટમાં લખાયેલા શબ્દો હું જોઇ શકું છું, એજ."

" તારા લલાટમાં લખાયેલા શબ્દો તુ કેવી રીતે જોઈ શકે છે. "

" આત્મશ્રદ્ધા વડે." ભરતકુમારે ખુલાસો કર્યો." બીજાના લલાટ પરના અક્ષરો મુત્સદ્દીગીરીથી દેખાય છે. ને પોતાના લલાટ પરના અક્ષરો આત્મશ્રદ્ધા વડે દેખાય છે, વિક્રમ ! "

તેના શબ્દો સાંભળીને વિક્રમ ચકિત થઈ ગયો. પોતે સમ્રાટ બને તો અભયકુમારને જ મહામંત્રી બનાવવો જોઈએ, એવી તેણે ભાવના સેવી.

" તું તો હાજર જવાબી નીકળ્યો, ભરત ! " વિક્રમે અભયકુમારની ક્રીડું થાબડતાં કહ્યું.

" સમ્રાટનો મહામંત્રી હાજર જવાબી ન હોય તો રાજ્ય ચાલી શકે શી રીતે ! "

બંને મિત્રો હસી પડયા. થોડાક સમયને માટે ભરતકુમારે મહામંત્રીનો કાલ્પનીક હોદ્દો ભોગવી લીધો.

## પ્રકરણ ૩ જું

### ચાર સત્તાધિશો પૂર્ણિમાની રાતે

રાત્રિના બે પ્રહર વીતિ ગયા હતા. જંગલે જંગલમાં અને પહાડે પહાડમાં તપાસ થઈ રહી હતી. મહાસેનાપતિ શિશુપાળના ચાલાક અને વિશ્વાસુ સૈનિકો ગુફાઓમાં અને ખીણોમાં શોધ ચલાવી રહ્યા હતા. ક્ષિપ્રા નદીમાં નીર ખૂંદાઈ ગયાં હતાં. વૃક્ષોની ડાળીઓ ભાંગી ગઈ હતી, વનચર પશુઓ ત્રાહ ત્રાહ પોકારી રહ્યાં હતાં, અશ્વોનાં પગલાંઓ વડે ધરતી ધ્રૂજી ઉઠી હતી. પક્ષીઓ માળામાં પેસી ગયાં હતાં, હિંસક પશુઓની નાસભાગ થઈ રહી હતી. સર્પો દરમાં પેસી ગયા હતા, ચારે બાજુએ હાહાકાર મચી ગયો હતો.

એવી વિકટ સ્થિતિમાં અવંતિથી એકાદ યોજનને અંતરે આવેલા એક વિશાળ માર્ગ પરથી ચાર ઘોડેસ્વારો પસાર થઈ રહ્યા હતા. શુભ્ર અશ્વો પર સ્વાર થયેલા સૈનિકોનો શ્વેત પોષાક પૂર્ણિમાની રાત્રે સમુદ્ર પરથી પસાર થતાં પાણીનાં મોજાંઓ સમો ભાસતો હતો, દરેકની કમ્મરે લાંબી સમશેર અને ભેટમાં જમૈયો શોભી રહ્યાં હતાં. વિશાળ છાતીવાળા સ્વારોની સ્વારી રાજપુરૂષોની શક્તિનો ખ્યાલ આપી રહી હતી.

ચારમાંથી એક ઘોડેસવાર તેના જોડીદારને ઉદ્દેશીને કહેવા માંડ્યું. " મને આમાં કંઈક ભેદ જણાય છે, મલયકેતુ ! "

" કોઈ કારણ મળ્યું છે ! " મલયકેતુએ બોલનાર વ્યક્તિને પૂછ્યું.

" વ્યક્તિ ગત કારણ મળ્યું ન હોય છતાં સામાન્ય કારણો અનેક છે. આજસુધીની આપણા રાજાની કારકીર્દિમાં મેં લંપટતા સિવાય કંઈ જ જોયું નથી. સરસ્વતીની અદ્રષ્યતા માટે જંગલો કે ગુફાઓ ઢુંઢવાની જરૂર હોય, એમ મને લાગતું નથી અનેક સ્ત્રીઓનાં હરણમાં તેનું પણ હરણ રાજાના હસ્તક થવા પામ્યું ન હોય, એમ કેમ માની શકાય ? " પહેલી વ્યક્તિએ ખુલાસા સાથે પ્રશ્ન પણ કર્યો.

" મારામાં તારા જેટલી બુદ્ધિ નથી, રૂદ્રદામન ! " મલયકેતુ પહેલી વ્યક્તિને કહેવા લાગ્યો. " હું તો ફકત હથિયાર વાપરી જાણું છું. મહારાજા જ્યારે વગર હકકે અવંતિની ગાદી પચાવી બેઠા અને નહપાણ મહારાજાની ગાદી પરનો તેમનો હક પહોંચતો ન હોવાથી પ્રજામાં અસંતોષની લાગણી ફેલાણી ત્યારે પણ મેં તો કહ્યું હતું કે, શસ્ત્રનો ઉપયોગ કરવાનો સમય આવે ત્યારે મને જણાવજો. તે સિવાય મારાથી બીજું કંઈ બની શકે તેમ નથી."

" તમને શું લાગે છે, દાદા ! " રૂદ્રદામને સાથેના વૃદ્ધ પુરૂષને પૂછ્યું. તે પુરૂષનું નામ હતું શિશુપાળ પણ તે વૃદ્ધ હોવાથી બધા તેને દાદાના ઉપનામે સંબોધતા હતા. અવંતિના સૈન્યનો તે મહાસેનાપતિ હતો. દીર્ઘદ્રષ્ટિ અને વિશાળ હૃદય ધરાવતો શિશુપાળ મહારાજા દર્પણસેન પર પોતાની પ્રતિમા પાડી શકયો હતો.

" પૂરી તપાસ કર્યા વિના કોઈપણ જાતનો અભિપ્રાય

આપવો મને ઠીક નથી લાગતો, દામન ! કલ્પના કોઇ વખતે ખોટી પણ ઠરે છે." શિશુપાળે પોતાના બહોળા અનુભવે કહ્યું.

" દાદાનું કહેવું તદ્દન સત્ય છે. " મલયકેતુ તરત જ બોલી ઉઠયો, તે બધા કરતાં શિશુપાળમાં વધારે શ્રદ્ધા રાખતો હતો. " આપણા મહારાજા જ્યારે ગાદી પર બેઠા ત્યારે દાદાએ જે ભવિષ્ય ભાખ્યું હતું, તે તદ્દન સત્ય નીવડયું છે. મને તો એમના શબ્દો માટે અભિમાન છે."

" મલયકેતુ ! તારે આટલા બધા અંધ શ્રદ્ધાળુ બનવું ન જોઇએ. કોઇ વખતે ભાખેલું ભવિષ્ય સત્ય પણ નીવડે છે ને કોઇ વખતે અસત્ય પણ નીવડે છે. તું હવે કંઇ સાધારણ સૈનિક નથી, તારે પણ સ્વતંત્ર વીચાર કરતાં શીખવું જોઇએ." રૂદ્રદામને કહ્યું.

અત્યાર સુધી વગર બોલ્યે બધાની સાથે ચાલી રહેલા ચોથા સ્વારે શિશુપાળને ઉદ્દેશીને કહેવા માંડયું: " દાદા ! તમને શું લાગે છે, એ તો તમે કહ્યું નહિ. "

" મને એમાં શું લાગે, કુમાર ! હું તો સમય આવે ત્યારે સોગઠી મારનારો માણસ છું. તારો પિતા મને સારી રીતે ઓળખતો હતો. અમે બંને બાળમિત્રો હતા. તેના જવાથી મેં તો મારો એક ભાઇ ગુમાવ્યો છે. આજે એ જીવતો હોતતો મારે કોઇની જરૂર ન પડત. " શિશુપાળે વજ્રકુમારને તેના બાળમિત્રની યાદ આપી. તે અને વજ્રકુમારનો પિતા મકરધ્વજ બાળમિત્રો હોવા ઉપરાંત તેમણે એક બીજા માટે બંધુ પ્રેમ કેળવ્યો હતો બંનેની યુદ્ધ નિપૂણતા જગજાહેર હતી. મકરધ્વજ હસ્તીયુદ્ધમાં પ્રવિણ હતો અને શિશુપાળ હજી પણ સર્વ દેશોમાં જંગલી ઘોડાના યુદ્ધમાં અજોડ ગણાતો હતો.

" તમારા વિષે મારા પિતાએ ઘણીયે વાતો કરી હતી.

તમારા જેવો એક યોદ્ધો પચીસ સૈનિકોને ભારે પડે, એમ પણ તેમણે મને કહ્યું હતું. મૃત્યુની આંતિમ ઘડીએ મને અને મલયકેતુને તે જણાવતા ગયેલા કે, ' દાદામાં વિશ્વાસ રાખજો. જ્યાં સુધી દાદા છે ત્યાંસુધી અવંતિનું સિંહાસન અવિચળ છે.' મલયકેતુ તોતમારા સિવાય બીજા કોઈ ને જોતો જ નથી." વજ્રકુમારે મકરધ્વજના અંતિમ શબ્દો કહી સંભળાવ્યા.

વજ્રકુમાર અને મલયકેતુ સગા ભાઈ હતા. મલયકેતુ તેના પિતાની આજ્ઞા પ્રમાણે શિશુપાળ પર અંધ શ્રદ્ધા રાખતો હતો. વજ્રકુમાર નિશ્ચિત મનનો હતો. તે શિશુપાળના શબ્દો પર વિશ્વાસ રાખતો, પણ તેણે કહેલા વિચારો માન્ય રાખવા જ જોઈએ એમ તે માનતો નહિ. તેની રાજ્ય વ્યવસ્થાની કાર્યદક્ષતા જોઈને અને શિશુપાળના કહેવાથી રાજા ગંધર્વસેને તેને મહામંત્રી બનાવ્યો હતો અત્યારે તે મહામંત્રીનો હોદ્દો ભોગવી રહ્યો હતો.

મકરધ્વજ અને શિશુપાળ એક જ ગામના રહીશ હતા. ફરતા ફરતા બંને જણા નોકરી માટે અવંતિમાં આવ્યા હતા. તે વખતે અવંતિની ગાદી પર ક્ષહરાટ વંશનો છેલ્લો રાજા નહપાણ[૧] હતો. તેણે આ બંને મિત્રોની પરીક્ષા કરી જોઈ. મકરધ્વજનો હાથી પરનો કાબૂ અને શિશુપાળનો જંગલી ઘોડા પરનો કાબૂ રાજાને ગમી ગયા. તેણે તરત જ પોતાના લશ્કરમાં તેમને એક એક લશ્કરી ટૂકડીની સત્તા સોંપી.

જંગલી ઘોડાઓને શિશુપાલે સારી રીતે કેળવ્યા હતા, તે ઘોડા સામા પક્ષના સામાન્ય ઘોડાઓને જંગલી પદ્ધતિએ

---

૧ ક્ષહરાટ વંશનો છેલ્લો રાજા નહપાણ ઈ. સ. પૂર્વે ૧૧૪માં અવંતિની ગાદી પર આવ્યો હતો. તેણે ચાલીસ વરસ એટલે ઈ. સ. પૂર્વે ૭૪ સુધી રાજ્ય કર્યું હતું.

હંફાવવામાં સમર્થ હતા, મકરધ્વજે કેળવેલા હાથી સામા સૈન્યને વેર વિખેર કરવામાં યશસ્વી નીવડતા હતા, બંને મિત્રોની પ્રતિષ્ઠા આખા લશ્કરમાં અને દેશ પરદેશમાં સારી હતી. ફક્ત બાર વરસ નોકરી કરીને મકરધ્વજ મૃત્યુ પામ્યો હતો. તેણે તેના જ્યેષ્ટ પુત્ર મલયકેતુને અને કનિષ્ટ પુત્ર વજ્રકુમારને મૃત્યુની અંતિમ ઘડીએ શિશુપાલની આજ્ઞામાં રહેવાનો અને તેનામાં સંપૂર્ણ શ્રદ્ધા રાખવાનો બોધ આપ્યો હતો. તેના મૃત્યુ પછી શિશુપાલ એકલો પડી ગયો હતો. આજે તે લગભગ સીત્તેર વરસની વયે પહોંચવા આવ્યો હતો. લશ્કરી અનુભવના કારણે તેણે મહાસેનાપતિની પદવી પ્રાપ્ત કરી હતી. રાજધ્વારી વિષયોનો તેનો બહોળો અનુભવ વજ્રકુમારને અનેક વખતે ઉપયોગી થઈ પડતો હતો. તે સૂર્યપૂજક હોવા છતાં, પ્રત્યેક ધર્મ નેઅને પ્રત્યેક ધર્મના અનુયાયીઓને સમાન દ્રષ્ટિએ જોતો હતો. તેના એ ગુણ વડે તે પ્રજાનો અને રાજ્યનો માનીતો થઈ પડયો હતો.

"દાદાના શબ્દો પર હું વિશ્વાસ રાખતો નથી એમ ન માની લેતો, વજ્રકુમાર !" રૂદ્રદામન વજ્રકુમારને કહેવા લાગ્યો. શિશુપાલ સિવાયના ત્રણે સમ વયસ્ક મિત્રો અંગત રીતે મલતા ત્યારે માનાર્થી શબ્દોનો ઉપયોગ કરતા નહોતા. "પણ મને જે લાગ્યું તે મારે તેમને જણાવવું જોઇએ. દાદાના અને તમારા કાને મારા વિચારો નાંખવાથી હું નિશ્ચીત બની શકું. આપણા રાજાના દુરાચારી વર્તનને કારણે મને વહેમ આવ્યો છે."

"દામન !" શિશુપાલ[૧] પોતાની શુભ્ર દાઢી પર હાથ ફેરવતાં બોલ્યો: "તિમિરમાં પણ ખરગધને ઓળખનાર હું

(ડો. ત્રિ. લ. શાહના મંતવ્ય પ્રમાણે) ૧=જંગલી ઘોડો

આપણા લંપટ રાજાને ન ઓળખી શકું, એમ તું માને છે? તારો આ વૃદ્ધ દાદો ગંધર્વસેનની રગેરગને પીછાની ચૂકેલો છે. મારી બુદ્ધિને મેં કટાવા દીધી નથી. પણ સમય વિના ફૂલ પાકતાં નથી, કામન! વગર હક્કે મેળવેલો ગાદી જ તેનો નાશ કરાવશે. તારા કરતાં મેં વધારે જાણ્યું છે, પણ હું સમયની રાહ જોઈ રહયો છું. જ્યારે સમય આવશે ત્યારે હું તમને અધાને તમારી નિદ્રામાં ભંગ પાડીને જગાડીશ. એ સમયે હું તમને શાંતિથી પોઢવા નહિ દઉં. પ્રજાને પણ હું એ સમયે જાગતી કરી દઈશ. ત્યારે તમારે કે પ્રજાને શિકાર ખેલવા જંગલમાં જવાનું નહિ હોય! ત્યારે તો શિકાર ખેલવાના હશે તમારા દુરાચારી, ભ્રષ્ટ અને ડગમગતા સિંહાસનના ધણી સાથે. એ વખતે નહિ જોવાય રાત કે દિવસ. એ વખતે નહિ રખાય મોહ કે માયા. એ વખતે નહિ જોવાય ન્યાય કે અન્યાય. એ વખતે તમારામાં જેટલી શકિત હોય એટલી અજમાવી લેજો. એ પ્રસંગને માટે તમારે વરસો સુધી રાહ જોવી નહિ પડે. તમારા નૃપતિનું પાપ ભરાઈ ચૂક્યું છે. તેના વિનાશની નોબત વાગી રહી છે. તેનું સિંહાસન ડગમગી રહ્યું છે."

"દાદા!" મલયકેતુ કહેવા લાગ્યો! "અમે તો તમારી આજ્ઞાની રાહ જોઈ રહ્યા છીએ. તમારા એક જ શબ્દે અમે અમારાં શિર આપવાને તૈયાર છીએ. અમને સત્યની ખાતર અમારા પ્રાણની પરવા નથી, અમારા દેશની સ્ત્રીઓ પોતાનાં શિયળ અખંડિત રાખી શકે, એજ અમે ઈચ્છીએ છીએ. આજ સુધીમાં અનેક સ્ત્રીઓનાં હરણ થયાં છે. તે તમે જાણો છો, અમે જાણીએ છીએ અને પ્રજા પણ જાણે છે. છતાં જો આ વખતે સાક્ષાત્ દેવી જેવી સાધ્વી સરસ્વતીના

હરણમાં રાજાનો હાથ હશે તો આખો દેશ સળગી ઉઠશે. પછી ભલે સરસ્વતી જૈન હોય અને બીજા જૈનેતર હોય. એમાં—એ વખતે ધર્મ નહિ જોવાય. અમને આખા દેશને એ સાધ્વી માટે માન છે. એના જેવી અખંડ બાળબ્રહ્મચારીણી અમે ક્યાંય પણ જોઈ કે સાંભળી નથી. આજે એની ઉજ્જવલ કીર્તિ દેશે દેશમાં વ્યાપેલી છે. ભલે આપણે સૂર્ય પૂજકો હોઇએ, ભલે આપણે અગ્નિપૂજકો હોઈએ ભલે આપણે જૈન ધર્મનો અંગિકાર કર્યો ન હોય, છતાં એ ધર્મ એવો નથી કે જેના માટે આપણને—અન્ય ધર્મીઓને લાગણી ન હોઇ શકે! એ ધર્મનો અંગિકાર ન કરવા છતાં હું એ ધર્મને શ્રેષ્ટ માનું છું. કાલિકાસૂરી જેવો મહાપ્રભાવશાળી પુરૂષ આજે કોઈ પણ દેશમાં નથી,

તે સાધુ હોવા છતાં, દેશની પ્રજાના હિતને હૈયે રાખે છે. અને એજ કારણે પ્રજા એને માટે અને સાધ્વી સરસ્વતીને માટે પોતાના પ્રાણ ન્યોછાવર કરશે. આજ સુધીમાં વિષયલંપટ રાજાએ અનેક સ્ત્રીઓનાં જીવન બરબાદ કર્યા છે, અનેકના શીલ લૂંટયા છે. પણ જો આ વખતે તે વિચાર નહિ કરે તો આખા દેશમાં ક્રાંતિની જવાળા ભભૂકી ઉઠશે. અન્ય દેશના રાજાઓનો તેને સાથ મળશે. ધર્મના બહાના નીચે આખા સૈન્યમાં બેદિલી ફેલાશે દેશના વિનાશની નોબત વાગશે અને ડગમગતું સિંહાસન........"

" ડગમગતા સિંહાસનને કંઈ જ નહિ થાય મલયકેતુ વચ્ચેજ શિશુપાળ બોલી ઉઠયો: " દેશનો નાશ થાય અને ડગમગતા સિંહાસનને નીચે તૂટી પડવાનો વખત આવે તે પહેલાં આપણે, આપણી પ્રજાનો પ્રેમસંપાદન કરીને બંનેને બચાવી લઇશું. રાજાની અંગત અનીતિના કારણ દેશને કે

સિંહાસનનો નાશ આપણા માટે કલંક સમાન છે. આપણાજ હાથ વડે રાજાએ પોતાની સત્તા નિરંકુશ બનાવી છે, ને આપણાજ.........."

અચાનક પાસેની ઝાડીમાંથી કંઈક અવાજ થતાં તે ચમક્યો, પોતાના અશ્વની લગામ ખેંચતાં તેણે બધાને આગળ વધતા અટકો જવાની સંજ્ઞા કરી.

# પ્રકરણ ૪ થું

## અડોલિયા મુંઝાય છે

નગરની મધ્યમાં આવેલો એક ગગનચુંબી પ્રાસાદ આસ્માનની સ્પર્ધા કરવાનો નિરર્થક પ્રયત્ન કરી રહયો હતો. તેના સાતમા માળની ટોચે સુવર્ણમય દંડમાં ભરાવેલી પતાકા ઉન્નત વદને ગર્વનું સૂચક બનીને ઉપવાતની મીઠી લહેરોમાં તિરસ્કૃત-પણે ઝોલાં ખાઈ રહી હતી. તેનું ગર્વિષ્ટ ઉડ્ડયન નગરની રૂપગર્વિતાઓના મનમાં ધ્રાસ્કો પાડી રહયું હતું. અવંતિનો તે કાળમૂખો કાળો મહેલ માળવાના કલંકિત ચિન્હ રૂપે હતો. ક્ષિપ્રા નદીના તટ પર આવેલા ભવ્ય રાજમહેલની સમાનતાનો હક્ક ભોગવતો એ કાળો મહેલ વિલાસનાં સાધનોમાં પોતાની શ્રેષ્ટતા પૂરવાર કરતો હતો. કોઈ પણ સુંદર સ્ત્રી તેની બાજુમાં થઈને પસાર થઈ શકતી નહોતી. વિષયાંધ રાજા ગંધર્વસેનનો એ કાળો-વિલાસી મહેલ હતો. રાજાની નજરે ચઢેલી કોઈપણ સુંદર સ્ત્રી પોતાનું શિયળ સાચવી શકતી નહોતી. પ્રજા અને રાજકર્મચારીઓની નજરે ચઢેલો રાજા સર્વ પ્રકારે છેલ્લે પગથિયે જઈ બેઠો હતો.

સરસ્વતી સાધ્વીના થયેલા અપહરણમાં રાજાનો જ હાથ હોવો જોઈએ, એવી દૃઢ અફવાઓ ચારે કોર ચાલી રહી

હતી. આ અફવા મહારાણી મદનરેખાના કાને પણ પહોંચી હતી. તેણે પૂરજનોનું રૌદ્ર રૂપ પારખી લીધું હતું. રાજાની બહેન અડોલિયાને મળવાની તેણે ઇચ્છા પણ કરી હતી. પણ કેટલાક વિચારાન્તે જે થાય તે થવા દેવું, એવા વિચાર પર તે આવી હતી.

ધીમે ધીમે પ્રજાજનો તે મહેલની આસપાસ ભેગા થવા લાગ્યા. આખો મહેલ ફક્ત પુરૂષોથી ઘેરાઇ જવા લાગ્યો. કીડીની પેઠે ઉભરાઈ રહેલા જનસમૂહમાંથી જોરજોરથી અવાજો નીકળવા લાગ્યા. સશસ્ત્ર પ્રજાજનોના મહાન ટોળાને જોઇ તે મહેલના રક્ષકો ગભરાઈ ગયા. શા કારણથી આટલું મોટું ટોળું જમા થયું છે; તે તેઓ સમજી શક્યા નહિ. ટોળામાંથી નીકળતો ધ્વનિ પ્રતિક્ષણે ગાઢ બનતો ગયો. એ ધ્વનિમાંથી રક્ષકોએ એટલું તારવી લીધું કે, ‘ સશસ્ત્ર જનસમૂહ નિડર બનીને સાધ્વી સરસ્વતીને મેળવવા માટે આ મહેલ પાસે એકઠો થયો છે.’

દ્વાર પરના રક્ષકોએ અંદરના રક્ષકોને સમાચાર પહોંચાડ્યા. અંદરના રક્ષકોએ બીજા રક્ષકોને એ સમાચાર પહોંચાડયા. અને એ રીતે છેવટે તે સમાચાર મહેલના સાતમા માળે સુમનાચ્છાદિત હિંચકા પર આડે પડખે આરામ લઈ રહેલી વિલાસી અડોલિયાને પહોંચાડવામાં આવ્યા. વાજીંત્રોના સુમધુર સંગીતમય વાતાવરણમાં એ સમાચાર તેના કર્ણને વજ્ર સમા લાગ્યા. તેની વિલાસી આંખો સ્થિર થઈ પરવાળા જેવા તેના હસતા હોઠ સખ્તાઇથી ભિડાયા. નિર્લજ્જતાના અભિમાનથી નિઃવસ્ત્રીત તેની જંઘાઓ તેણે બારીક વસ્ત્ર વડે ઢાંકી. શરીર પર એક નાનકડું ઉપવસ્ત્ર નાંખ્યું. સ્વર્ગની અપ્સરાની સ્પર્ધા કરવાને ટેવાયેલી તેની દેહલતા સહેજ સંકોચાણી. નયનો પરની કાળી ભમર જરીક લંબાણી.

"પ્રજાને આ મહેલ પાસે આવવાની જરૂર શા માટે હોય!" તે મનમાં ગણગણી. નેત્રોની ભમર પર અને કલામય કેશ પર તેણે મોરની પીંછી ફેરવી. તેના માદક ચહેરા પર ગંભીરતાની રેખાઓ ફૂટી વળી. દેહના સમતોલપણાને જાળવતી તે હીંચકાનો ત્યાગ કરીને ઉભી થઈ. કોઈ મહારાણીની છટાથી ઝરૂખામાં જઈ તેણે સશસ્ત્ર પ્રજાજનો તરફ તિવ્ર દ્રષ્ટિએ જોયું. નયનો વડે જનસમૂહને માપી જોયો. લગભગ પચાસ હજાર માણસો હશે! કમ્મરે લાંબી સમશેર અને હાથમાં ઉંચા ભાલા. કોઈ રાજ્ય પર આક્રમણ લઈ જવા માટે સજ્જ થયેલા સૈનિકોની પેઠે શોભતો પ્રજાસમૂહ તેને કાળ સમો ભાસ્યો. એ જ પ્રજાએ મહામંત્રી, મહાસેનાપતિ અને નગરશેઠના સહાય વડે તેને એ પ્રાસાદના પાંચમા માળેથી સાતમા માળે લાવી મૂકી હતી. એ જ પ્રજાએ રાજા ગંધર્વસેન સાથે તેની મુલાકાત થવા દીધી નહોતી. આજે એ જ પ્રજા સરસ્વતીને મેળવવાના બહાના નીચે તેને હેરાન કરવા આવી હોય, એમ તેને લાગ્યું.

મન પર કાબૂ રાખતાં તેણે તિવ્ર દ્રષ્ટિને સૌમ્ય બનાવી. ચહેરા પર હાસ્ય પ્રકટાવ્યું. હોઠને અધખુલા બનાવ્યા. કપડાં વ્યવસ્થિત કર્યાં. નેત્રોમાં મૃદુતા આણી. અધખુલા હોઠમાંથી દેખાતા તેના દાડમની કળી જેવા દાંત મોતીની માળાનો ખ્યાલ આપવા લાગ્યા. એક સાધારણ ખોંખારો ખાઈને તે મધુર સ્વરે બોલવા લાગી.

"પ્રજાજનો! તમે અહીં શા માટે આવ્યા છો, તે હું સમજી શકતી નથી. તમે જે ધાર્યું હતું તે કરી ચૂક્યા છો. હવે અમારા મિલનમાં તમારાથી વિક્ષેપ પાડી શકાય તેમ નથી. અમારા બંનેનાં એક થયેલાં દિલને અને વિલાસમાં

તરબોળ બનેલાં જીવનને તમારાથી કંઇ પણ થઈ શકે, એમ હું માનવાને તૈયાર નથી. મહારાજાને વિના કારણ ક્રોધનું કારણ આપવા કરતાં તમે શાંતિથી વિખરાઈ જાઓ તો સારું, એમ હું ઇચ્છું છું." તેની સાથેની પરિચારિકાએ તે શબ્દોનું પુનરૂચ્ચારણ એક નલિકાદ્વારા કર્યું.

પ્રજાવર્ગ શાંત થઈ ગયો હતો. અડોલિયાના શબ્દો તેને સ્પષ્ટ રીતે સંભળાયા નહોતા. નલિકાની સહાય વડે ઉચ્ચારાયેલા શબ્દો પ્રજાજનોએ સ્પષ્ટતાથી સાંભળ્યા. કેટલીક ક્ષણો વિચાર કરીને તે સમૂહમાંનો એક યુવક બોલી ઉઠયો કે, "અમારે મહારાજાનું કામ છે. તમે ગમે તેમ વર્તતા હો તે સાથે અમારે નિસ્બત નથી. અમારે અમારી સાધ્વી સરસ્વતી જોઇએ છે. અમારે મહારાજાને મળવું છે."

"તમે શાંતિ રાખો." અડોલિયા મૃદુ સ્વરે કહેવા લાગી. "મહારાજા અત્યારે અહીં નથી. તે મૃગયા ખેલવા ગયા છે. એકાદ પ્રહર પછી આવશે."

"મહારાજા ન હોય તો કંઈ નહિ, અમને સરસ્વતી સોંપી દો." યુવક કહેવા લાગ્યો. તે યુવકનો પહાડી અવાજ અડોલિયા સાંભળી શકતી હતી. અડોલિયાના શબ્દો તેની પરિચારિકા નલિકા વડે પ્રજાજનોને સંભળાવતી હતી. "અમારે સરસ્વતીની જરૂર છે. સરસ્વતીને લીધા સિવાય અમે અહીંથી જવાના નથી."

સાધ્વી સરસ્વતી ક્યાં છે તે હું જાણતી નથી. મહારાજાએ મને તે બાબતની વાત પણ કરી નથી. તમે વિચાર કરશો તો સહેજે સમજી શકશો કે, મહારાજા સરસ્વતીને આ મહેલમાં લાવી શકે નહિ." અડોલિયા પ્રજાને સમજાવવા લાગી.

" શા માટે લાવી શકે નહિ ?" યુવકે સામો પ્રશ્ન કર્યો.

" આ મહેલમાં હું છું માટે." અડોલિયાએ પોતાની હસ્તીનો ખ્યાલ આપ્યો.

" તમે હાજર હોવા છતાં પણ આ મહેલમાં અનેક સ્ત્રીઓનાં અને કુમારીઓનાં શીયળ ભંગ થયાં છે." યુવકે અડોલિયાની દલીલને તોડી નાંખી.

" પણ સાધારણ સ્ત્રીઓમાં અને સરસ્વતીમાં ફરક છે." અડોલિયાએ બીજી દલીલ રજુ કરી.

" છતાં રાજા અને તમે તો તેજ છો ને !,' યુવકે બીજી દલીલને પણ ટકવા ન દીધી.

સરસ્વતીનું હરણ થયું છે એવી વાત તેને રાજાએ કહી હતી. પણ હરણ કોણે કર્યું હતું, તેનો ખુલાસો થયો નહોતો. સરસ્વતીનું હરણ જો રાજા કરે તો તેને આ મહેલમાં જ લાવવામાં આવે, એ ખાત્રીપૂર્વક હતું. દરેક દરેક સ્ત્રીનાં અને કુમારીકાઓનાં શીલભંગ અડોલિયાની નજર સમક્ષ થયાં હતાં. વિલાસી અડોલિયાને અન્યનાં શીલભંગ જોવામાં પણ આનંદ આવતો હતો.

રાજા દર્પણની તે સગી બહેન હતી. બંને ભર યુવાનીમાં હતાં. પાપપૂન્યને માનતાં નહોતાં. ભાઈ બહેનનો ખુલ્લો વિલાસ આખા માલવ દેશમાં જાણીતો થઈ ચૂકયો હતો.

સરસ્વતીના અદ્રશ્ય થવામાં રાજાનો જ હાથ હોવો જોઈએ, એમ લાગતા છતાં તે વાત અડોલિયાના ગળે ઉતરતી નહોતી. તેની માન્યતા પ્રમાણે આ મહેલ સિવાય બીજું કોઈપણ સ્થાન સરસ્વતીની ગુપ્તતા માટે નિર્ભય નહોતું.

રાજા મૃગયા ખેલવા ગયો હતો. પ્રજાવર્ગ અણધાર્યો

આ કાળા મહેલ આગળ આવી પહોંચ્યો હતો. તેને સમજાવવું મુશ્કેલી ભર્યું હતું. રાજાના આગમન સુધી પ્રજાને શાંત રાખવાની જરૂર હતી. અડોલિયા પોતાથી બનતો પ્રયત્ન કરી રહી હતી.

" સંચાલકો એક હોવા છતાં પાત્ર જુદું છે, યુવક!" તેનાં વાણીમાં માદકતા હતી. તેનાં માર્દવ નેત્રો પણ પ્રજાને શાંત થવાનું સૂચવી રહ્યાં હતાં. " સ્થળ એક હોવા છતાં સમય જૂદો છે. સરસ્વતી આ મહેલમાં આવી નથી અને ભવિષ્યમાં આવશે પણ નહિ."

આ વખતે નગરશેઠની શિબિકા ત્યાંથી પસાર થઇ રહી હતી. કાળા મહેલ આગળ એકત્રીત થયેલા પ્રજાજનોને અને મહેલના સાતમા માળના ઝરૂખામાં ઉભેલી અડોલિયાને જોતાંજ તેમને પ્રજાજનોના અવિચારી પગલાં માટે ચિંતા થઇ. પોતાની સાથેના એક અનુચરને મોકલીને તેમણે સમાચાર મેળવી લીધા કે, પ્રજા અડોલિયાની પાસે સરસ્વતીની માગણી કરી રહી છે.

તેમણે તરત જ શિબિકાના વાહકોને તે તરફ જવા સૂચવ્યું. થોડીક પળોમાં શિબિકા જનસમૂહ પાસે આવી પહોંચી. નગરશેઠની શિબિકાને જોઇપ્રજા શાંત થઇ ગઇ. શિબિકામાંથી બહાર નીકળીને તે પ્રજાએ ખુલ્લા કરી આપેલા માર્ગે પ્રાસાદના મુખ્ય દરવાજા તરફ જવા લાગ્યા. તેમને જોઇને અડોલિયાએ છૂટકારાનો દમ ખેંચ્યો.

# પ્રકરણ ૫ મું

## બે સત્તાધિશો મળે છે

કાળા મહેલ પાસે માનવમેદની એકત્રીત થવાના સમાચાર વાયુવેગે પ્રસરી ગયા. ઉશ્કેરાયું શસ્ત્રાસ્ત્ર સજ્જ ટોળું અનિચ્છાયું પગલું ભરે તે પહેલાં તેને અટકાવવાની જરૂર હતી. આ સમાચાર મહામંત્રી અને મહાસેનાપતિને એકી સાથે મલ્યા. મહામંત્રીએ તરત મહાસેનાપતિને બોલાવવા અનુચરને મોકલ્યો. આ વખતે મહા સેનાપતિ પોતાના હાથ નીચેના સત્તાધિશોને કેટલીક સુચનાઓ આપી રહ્યો હતો. મહામંત્રીનો આદેશ મળતાં તેણે હાથનીચેના માણસોને થોડો સમય થોભવાનું કહીને કપડાં પહેર્યાં.

મહામંત્રી કરતાં તે ઉંમરે મોટો હતો છતાં રાજ્યના ધારાધોરણ પ્રમાણે તેણે મહામંત્રીના આદેશને માન્ય રાખવો જરૂરી હતો મહામંત્રી વજ્રકુમાર તેની રાહ જોઈ રહ્યો હતો. સેનાપતિ આવ્યો ત્યારે તે સ્થળે એકલો જ હતો. શિશુપાળને પ્રવેશદ્વારમાંથી પ્રવેશતો જોઈને તે તરત પોતાના આસન પરથી ઉઠીને સામો ગયો. શિશુપાળે તેના વાંસા પર હાથ ફેરવતાં વાત્સલ્ય ભાવે કહ્યું.

" મહામંત્રી ! "

" દાદા ! " વજ્રકુમાર બોલ્યો." મહામંત્રી નહિ, વજ્રકુમાર કહો. આતો મારો ખાનગી આવાસ છે. રાજસભા નથી, " તેણે પોતાના ઉંચા આસન પર શિશુપાળને બેસાડતાં કહ્યું. પોતે તેની સામેના નાના આસન પર બેઠો.

" અચાનક દાદાનું શું કામ પડયું ? " પોતાને શા માટે બોલાવવામાં આવ્યો છે. તે જાણતો હોવા છતાં શિશુપાળે પૂછ્યું.

" તમને ખબર ન હોય એ હું માનતો નથી." વજ્રકુમાર શિશુંપાળને અને તેની કાર્યદક્ષતાને સારીરીતે જાણતો હતો.

" પ્રજાવર્ગ કેમ મહેલ આગળ જમા થયો છે, એ વિષયમાં કહે છે ? "

" હા. તમે બધું જાણતા હોવા છતાં હંમેશાં મારી પરીક્ષા જ કરતા હો છો. દાદા ! પ્રજા ઉશ્કેરાઇ ગઇ છે. સારા નશીબે મહારાજા મૃગયા ખેલવા ગયા છે, નહિતર પરિણામ વિકટ આવત."

" નશીબ કોના સારાં એતો કેવી રીતે નક્કી કરી શકાય વજ્રકુમાર ! મૂસ્કેલી તો અત્યારે અડોલિયા માટે ઉભી થઇ છે. અડોલિયા સમજાવી રહી છે કે, રાજા મૃગયા ખેલવા ગયા છે. ઉશ્કેરાયેલી પ્રજા અડોલિયાના શબ્દો કેવી રીતે સત્ય માની શકે ? " શિશુપાળે બધી માહિત મેળવી લીધી હતી.

" મહારાજા મૃગયા ખેલવા ગયા છે, એ વાત તો નગ્ન સત્ય છે." વજ્રકુમારને રાજાની ગેરહાજરીની ખબર હતી.

" મહારાજા મૃગયા ખેલવા ગયા છે, એ તો હું પણ

જાણું છું. છતાં પ્રજા તે કેમ માને ?"

"આપણે મનાવવું જોઇએ."

"સત્તાથી ?" શિશુપાળે પોતાની શ્વેત દાઢી પર હાથ ફેરવતાં પૂછ્યું.

"ના પ્રેમથી." વજ્રકુમારના દીલમાં પ્રજા પ્રત્યે લાગણી હતી.

"આપણે રાજ્યના માણસો છીએ. આવા કટોકટીના સમયમાં પ્રજા આપણા પર વિશ્વાસ નહિ રાખે." શિશુપાળના શબ્દોમાં અનુભવ હતો.

"તો બીજા કોઈને મોકલવો જોઈએ."

"તું કહે તેને મોકલીએ."

"તમને ઠીક લાગે તેને મોકલો. મહારાજાના આગમન પહેલાં પ્રજા સાથે સમજાવટ થઈ જવી જોઇએ. નહિ તો પ્રજાને સહન કરવું પડશે." વજ્રકુમારને પ્રજાની ચિતાં થતી હતી.

"જો, વજ્રકુમાર ! આમ ગભરાઈ જવું તને ન શોભે. તું મહામંત્રી છે. હું તો આજે છું ને કાલે નથી. તારે શાંતિથી વિચાર કરતાં શીખવું જોઈએ. મહામંત્રી એટલે દેશનો ઉપરાજા. સૈન્ય સેનાપતિના હુકમને માન આપે છે. રાજ્યના મહામંત્રી તરીકે તારે તારૂં ગૌરવ જાળવી રાખવું હોય તો સેનાપતિ પર તારો પ્રભાવ પડવો જોઇએ." શિશુપાળ લાગણી ભર્યા સ્વરે વજ્રકુમારને સમજાવવા લાગ્યો.

"જો નગરશેઠ ધનપાળ ત્યાં જ ગયા છે. તેમની વાક શક્તિ અદ્દભુત છે. રાજા અને પ્રજા બંને પર તેમનો પ્રભાવ પડે છે. પ્રજાને તે જરૂર સમજાવી શકશે."

" તેમના ત્યાં ગયાના સમાચાર મને મલ્યા નથી."

" તને નહિ મલ્યા હોય, પણ મને તો મલ્યા છે ને!" શિશુપાળ કહેવા લાગ્યો." નગરશેઠ કાલિકાસૂરિને મલવા માટે જઈ રહ્યા હતા. પણ રસ્તામાં તેમણે પ્રજાને એકઠી થયેલી જોઈ. પ્રજાનો ઉશ્કેરાટ તેમને ખૂંચ્યો. હથિયાર બાંધ પ્રજામાં તેમણે ક્રાંતિની જવાળા જોઈ. શાંતિ વિનાં ક્રાંતિ તેમને અશક્ય લાગી. શાંતિ ચાહક નગરશ્રેષ્ટિને ત્યાં જવાની ફરજ પડી. તેમણે પ્રજાને શાંત પાડવા પ્રયત્ન શરૂ કર્યો હતો. કદાચ તેમાં તેમને યશ પણ મળી ગયો હશે!"

" દાદા! અડોલિયા અને મહારાજાના અપ્રમાણીક સંબંધને અંગે પ્રજામાં ઉશ્કેરાટ ફેલાયો છે. નગરની સ્ત્રીઓને માટે કાળ સમા બનેલા આપણા મહારાજાના વિનાશની નોબત વાગી રહી છે. પ્રજાની ક્રાંતિ અને બાલબ્રહ્મચારીણી સાધ્વીના શ્રાપ અવંતિના સિંહાસનને જમીનદોસ્ત કરી નાંખશે. મને સિંહાસન કરતાં પ્રજાની ચિંતા વધારે થાય છે." વજ્રકુમાર બોલ્યો.

" વજ્રકુમાર! અત્યારે એ વાતને ચર્ચવાની જરૂર નથી. હું કાળા મહેલના રક્ષણાર્થે જાઉં છું. તું મહારાણી મદન-રેખાને મળી આવ. રાજખટપટમાં વિશાળ હૃદય અને દીર્ઘ દ્રષ્ટિની જરૂર હોય છે. મહારાણી વિશાળ હૃદયનાં નહિ હોય, પણ દીર્ઘ દ્રષ્ટિ વાળા તો છે જ. સરસ્વતીનું હરણ આખા દેશમાં ક્રાંતિની જવાળા બનશે, એમ તે માની ચૂક્યાં છે. મહારાણી પદ જાળવી રાખવાની તેમની મહેચ્છા તારા કાર્યમાં મદદ કર્તા થશે. તેમને તારે હાથ પર લેવાની જરૂર છે." શિશુપાળે વજ્રકુમારને મહારાણી મદનરેખાનો ઓછો ખ્યાલ આપ્યો.

એ સમયે એક પ્રતિહાર વજ્રકુમારની સામે હાથ જોડીને ઉભો રહ્યો હતો. શિશુપાળનું ભાષણ પૂરું થયું એટલે તે બોલ્યો: " પ્રભુ ! " બનેએ તેના તરફ જોયું.

" નગર શ્રેષ્ટી ધનપાળ શેઠે પ્રજાજનોને શાંત પાડીને પોતપોતાને ઘેર રવાના પાડી દીધા છે. બધાને શાંત પાડીને શિબિકામાં બેસી તે ત્યાંથી જવા લાગ્યા એટલામાં અડોલિયા દેવીના એક રક્ષકે જેમને કંઈક કહ્યું હતું. તે સાંભળીને ધનપાળશેઠ શિબિકામાંથી ઉતરીને કાળા પ્રાસાદના સાતમા માળે વિલાસખંડમાં ગયા છે. " રક્ષકે કાળા મહેલના સમાચાર આપ્યા.

" કેટલો સમય થયો ? " વજ્રકુમારે પૂછ્યું.

" અરધી ઘટિકા થઈ હશે ! "

" અડોલિયા દેવીના રક્ષકે તેમને બોલાવ્યા હતા ? "

" ના અડોલિયા દેવીના રક્ષકે તેમને તેમની દેવીનો સદેશ કહ્યો હતો. " પ્રતિહારે મહામંત્રીનું વાકય સુધાર્યું.

" ભલે, જા ત્યાં બરાબર નજર રાખતો રહેજે."

પ્રતિહાર ગયો. તે પ્રતિહારને મહામંત્રીએ કાળા મહેલની આસપાસ નજર રાખવા માટે ગુપ્તચર તરીકે નીમ્યો હતો.

" મહામંત્રી ! " શિશુપાળ બોલ્યો." મારા શબ્દો સાચા પડયાને ! "

" મને તમારા શબ્દો પર વિશ્વાસ છે, દાદા ! "

" જો હવે તું મહારાણીને મળવા જા. હું મારા મકાને જાઉં છું. ત્યાં મારા માણસો મારી રાહ જોઈને બેઠા હશે ! જ્યારે જરૂર પડે ત્યારે મને બોલાવજે." શિશુપાળ આસન પરથી ઉઠયો. વજ્રકુમારે પણ તેનું અનુકરણ કર્યું " બહુ

શાંતિથી કામ લેવાનું છે તે ભૂલીશ નહિ. તેની યુવાન દાસી સદ્‌યૂથી સંભાળજે. તે ખટપટી છે. "

" મને દાદા કહેનું નહિ પડે, દાદા ! મારાં પિતાના નીતિમય ગુણુ મારામાં પણ ઉત્તર્યા છે. એ બાબતથી તમે બે ફિકર રહેજો. જો કંઇ પણ જાણવા જેવું કે ભલામણ કરવા જેવું હોય તો મને જણાવજો." વજ્રકુમાર બોલ્યો.

" ભલે, તું સાવધ રહીને કામ કરજે, એટલું જ મારે તને કહેવાનું છે."

" તમારા શબ્દો હું હૃદયમાં કોતરી રાખીશ."

વજ્રકુમારે વૃદ્ધને હાથ જોડયા. શિશુપાળે વાત્સલ્યભાવે મૂક આશિર્વાદ આપ્યા.

તેના ગયા પછી વજ્રકુમાર એકલો પડયો. રાજસભા સિવાય કોઇપણ સ્થળે વજ્રકુમાર તે વૃદ્ધને મહાસેનાપતિના રૂપ નામે બોલાવતો નહિ અને શિશુપાળ તેને મહામંત્રીના રૂપ નામે બોલાવતો નહિ. બંને વચ્ચે પિતા પુત્ર જેવા બીઠા ભાવ હતા.

મહારાણીને મળવાની તેની ઇચ્છા હતી. તેમાં શિશુપાળે તેને સૂચના આપી. મહારાજા મૃગયા ખેલીને પાછા ફરે એ પહેલાંજ મુલાકાતની આવશ્યકતા હતી.

સમય ન ગૂમાવતાં તે વસ્ત્રો પહેરીને ક્ષિપ્રાનદીના કાંઠે આવેલા ભવ્ય પ્રાસાદ તરફ જવા નીકળ્યો.

# પ્રકરણ ૬ ઠ્ઠું

## મુત્સદ્દીગીરી ચાલી શકતી નથી

" મારું શું કામ પડ્યું, બ્હેન ! "

" શ્રેષ્ઠીજી ! તમારું કામ ન પડે તો બીજા કોનું પડે ? " મધુર સ્વરે અડોલિયાએ ધનશેઠને પૂછ્યું.

" હું આપનો આદેશ ઉથાપી ન શક્યો. નહિ તો મહારાજાની પરવાનગી સિવાય કોઈને પણ આ પ્રસાદમાં પ્રવેશવાનો અધિકાર નથી." ધનપાળશેઠે નરમાઈ સેવી.

" મહારાજા જેટલો જ મારો પણ હક્ક આ પ્રસાદ પર છે એ ન ભૂલાવું જોઈએ, ધનપાલશેઠ ! " અડોલિયાએ નારી સ્વભાવ અભિમાનથી કહ્યું,

" પણ શિર છેદનનો અધિકાર મહારાજાના હાથમાં છે બ્હેન ! " ધનશેઠે વણિકવિદ્યા વાપરવા માંડી.

" પણ મારી આજ્ઞા વિના નહિ." અડોલિયા જરા ટટ્ટાર થતી બોલી. તે પહેલાના જ હીંડોળા પર બેઠી હતી. તેની સામેના નાના હીંડોળા પર ધનપાળ શેઠ બેઠા હતા. પરિચારીકાઓ બંનેને પવન નાંખી રહી હતી. સુવાસિત વાતાવરણમાં કર્ણપ્રિય સંગીતનો મધુર સ્વર ધીમી ગતિએ હીલોળા ખાઈ રહયો હતો.

ધનપાળશેઠ કાળા મહેલ પાસે જઈને પ્રજાજનોને શાંતિથી સમજાવ્યા હતા. તેમની સાથે દલીલો કરનાર પ્રજા તરફથી નીમાયેલો યુવક વિનયચંદ્ર શાંત સ્વભાવનો અને સમજુ હતો. નગરશેઠના કેટલાક શબ્દો તેને રૂચિ ગયા. પૂર્ણ વિચાર કર્યા વિના અને સંપૂર્ણ શાંતિ જાળવ્યા સિવાય જો અવ્યવસ્થિત ક્રાંતિ કરવામાં આવશે તો જય કરતાં પરાજયનો વધારે સંભવ છે, એમ એને માનવું પડયું. આખો પ્રજાવર્ગ તે યુવકની દોરવણી પર આધાર રાખી રહયો હતો. ગરીબ વિધવાનો સુશીલ પુત્ર નગરના યુવાનોનો માનીતો હતો. તેણે નગરશેઠની વતી નગરજનોને સમજાવ્યા. નગરશેઠના શબ્દો માન્ય રાખવાનું જણાવ્યું. સરસ્વતીને ગમે ત્યાંથી લાવી આપવાનું નગરશેઠે આપેલું વચન યાદ દેવડાવ્યું, ને આખા પ્રજાવર્ગને શાંત પાડયા.

તેના શબ્દોને માન આપી પ્રજા વિખેરાવા લાગી. અડોલિયાનો જીવ શાંતિ પામ્યો. નગરશેઠ અને વિનયચંદ્ર તેની આંખમાં રમી રહયા. એક હથિયાર બનાવવા માટે ને બીજો વિલાસ ભોગવવા માટે. બધાની સાથે વિનયચંદ્રને જવા દેવામાં તેણે કુનેહ વાપરી. નગરશેઠને ત્યાંથી જતાં પહેલાં ઉપર બોલાવ્યા.

રાજાની આજ્ઞા સિવાય તે મહેલમાં કોઇથી પ્રવેશી શકાતું નહોતું. રાજા કોઇપણ પુરૂષને અંદર પ્રવેશવા દેતો નહોતો. સશસ્ત્ર પુરૂષ સૈનિકોનો પહેરો પણ ત્રીજા માળ સુધી જ હતો. બાકીના ચારે માળમાં સશસ્ત્ર સ્ત્રી સૈનિકોનો પહેરો રહેતો હતો. ફક્ત એકજ વખત સાતમા માળ સુધી પુરૂષો પહોંચી ગયા હતા. અને તે ફક્ત અડોલિયાને સાતમા માળે પુરીને બહારથી તાળાં વાસવા માટે.

મહારાજા અને અડોલિયા સગાં ભાઈ બહેન હતાં. લગભગ સમવયસ્ક યુવાન ભાઈ બહેન માનવ નીતિને ભૂલ્યાં હતાં. રાજા દર્પણ વીસ વરસનો હતો. અને અડોલિયા સત્તર વરસની હતી, ત્યારે તેમણે એક સુશોભિત બગીચામાં વિલાસની શરૂઆત કરેલી. બંને વચ્ચેનો વ્યભિચાર ધીમે ધીમે ખુલ્લો પડી ગયો હતો. પ્રજા પણ જાણતી થઈ ગઈ હતી. મહારાણી મૃદનરેખાને કાને પણ આ વાત પહોંચી હતી. તેણે અને પ્રજાએ, મહામંત્રીએ અને મહાસેનાપતિએ રાજાને ઘણું સમજાવ્યો પણ રાજાએ પોતાની હઠ મૂકી નહિ. છેવટે તે લોકોએ અડોલિયાને પણ સમજાવ્યું. છતાં પરિણામ શૂન્યમાં આવ્યું. અડોલિયાએ બધાને સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું કે, 'કુદરત બક્ષેલા રૂપનો હું ઉપભોગ કરી રહી છું. સ્ત્રી પુરૂષની વિલાસ વાંછનામાં ભાઈ બહેનનો સંબંધ ન હોઈ શકે. તમારા રાજા અને હું—અમે બંને સંમત છીએ ત્યાં તમારે કંઈ પણ બોલવાનું રહેતું નથી.'

એના શબ્દો સાંભળીને બધા છક્ક થઈ ગયા. તેને કંઈ પણ આગળ કહેવાનું રહ્યું નહિ. એ વાતને વીસારે પાડવામાં આવી. રાજાએ અડોલિયાની સાથે વિલાસ ભોગવવા માટે એક પ્રાસાદ બાંધ્યો. નગરની મધ્યમાં તે પ્રાસાદ બાંધવા માટે પ્રજાએ ઘણોયે વીરોધ દર્શાવ્યો. પણ વીષયાંધ રાજાએ બધાને તુચ્છ કરીને પોતાનું ધાર્યું કર્યું.

દિવસે દિવસે રાજાનો વિલાસ અને વિષય વધવા લાગ્યા કોઈ પણ સુંદર સ્ત્રીને ત્યાંથી પસાર થતી જુએ તો તરત તેને પોતાના રક્ષકની મારફતે પ્રસાદમાં મંગાવે. તેના શિયળનો નાશ થાય. તે નષ્ટતામાં અડોલિયાનો પણ સાથ હોય. રાજા અને નવી આવતી સ્ત્રીનો વિલાસ જોવામાં તે આનંદ માણતી.

એ વાત પણ ખુલ્લી પડી ગઇ. રાજાને લોકોએ, રાણીએ અને રાજકર્મચારીઓએ ઘણી રીતે સમજાવ્યો પણ તેને વિષય સિવાય કંઇજ સૂઝતું નહોતું. છેવટે બધા થાક્યા.

એક વખતે રાજા શિકાર ખેલવા ગયો હતો. તે તકનો લાભ લઇને લોકોએ અડોલિયાને એ પ્રાસાદના સાતમા માળના એક ગુપ્ત ભાગમાં સંતાડીને મજબૂત તાળાં લગાવી દીધાં. સૈનિકોને પૂછતાં રાજાને જવાબ મળ્યો હતો કે ' ઘણા લોકો આવ્યા હતા. અમે તેમને ઓળખતા નથી. અમારાં આયુધો ઝૂંટવી લેવાયાં હતાં.'

રાજાએ નગરશેઠને, પ્રજાના આગેવાનોને અને અન્ય જનોને બોલાવીને ધમકી આપી, છતાં અડોલિયાનો પત્તો ન લાગ્યો. તે ગાંડા જેવો બની ગયો. ગામની સુંદર સ્ત્રીઓનાં વધુ ને વધુ હરણ થવા લાગ્યાં. છેવટે બારમા દિવસે મહારાણી મદનરેખાની માનીતી દાસી સરયૂએ રાજાને જણાવ્યું કે, ' અડોલિયાને કાળા મહેલના સાતમા માળે ગુપ્ત વાસમાં પૂરવામાં આવી છે.' ત્યારથી સરયૂ રાજાની માનીતી બનવા પામી હતી.

" એ તો સમય આવ્યે સમજાય." ધનપાળશેઠના ટૂંકા વાક્યોમાંથી અનેક અર્થ નીકળવા માંડયા.

" અનુભવવાની ઇચ્છા છે ? " અડોલિયાની સુંદર ગરદન સહેજ ટટ્ટાર થઇ.

" જાણી બૂઝીને શા માટે તેવી ઇચ્છા રાખવી જોઇએ ? " નગરશેઠ સમજી ગયા કે વિલાસી સ્ત્રીના શબ્દો-માંથી અભિમાન નીતરવા લાગ્યો હતો.

" અનુભવ તો કોઈ કોઈ વખતે જાણી જોઈને પણ કરવો પડે છે, ધનપાલશેઠ!" તેનો ગૌરવર્ણીય ચહેરો રક્તવર્ણીય બનવા લાગ્યો.

" પણ તે અમૃત અગર મધુનો. નહિ કે વિષ અગર ફાંસીનો." શેઠ અડોલિયાના શબ્દોનું ગુઢાર્થ પકડી ચૂક્યા હતા.

" પણ ન સમજાયેલી વસ્તુ અમૃત છે કે વિષ, તે અનુભવ્યા સિવાય ક્યાંથી સમજાય ?" અડોલિયા પ્રત્યેક શબ્દ મુત્સદ્દિગીરીથી બોલતી હતી.

" ન ઓળખાયેલી વસ્તુનો અનુભવ ન કરવાનો વણિક સિદ્ધાંત ખોટો નથી." ધનપાળશેઠની મુત્સદ્દિગીરી અડોલિયાને પણ ટપી જાય તેવી હતી.

અડોલિયા સમજી શકી નહી કે, આગળ શું બોલવું! વણિકની બુદ્ધિ આગળ સ્ત્રી બુદ્ધિની હાર થઈ.

" ધનપાળ શેઠ!" અડોલિયાએ વાતને પલટાવવા માંડી: " વણિક સિદ્ધાંતને શા માટે વચ્ચે લાવો છો! એમ કહોને કે મારામાં એટલી હિંમત નથી."

" બહેન! વણિકમાં સિદ્ધાંત અગર તો મુત્સદ્દિગીરી સિવાય બીજી હિંમત હોતી નથી. અને જે હોય છે તે કારણ સિવાય ખરચાતી નથી." ધનપાળ શેઠના શાબ્દો અડોલિયા સમજી શકી નહી.

" એટલે વખત આવે તો શસ્ત્ર ધારણ કરો, એમને!" અડોલિયાનાં નેત્રો પ્રતિક્ષણે ચમકી ઉઠતાં હતાં.

" મને લાગે છે કે, આપણે આ વાતને અહીંથી જ

બંધ કરીએ." શેઠને લાગ્યું કે વધારે ચર્ચામાં સાર નથી.

"કેમ, એટલામાં કંટાળી ગયા ?" અડોલિયાએ માર્દવ સ્મિત ફરકાવતાં કહ્યું.

"થાકી તો નથી ગયો, પણ ભવિષ્યમાંયે ચર્ચા માટે ભંડોળ રાખવું જોઈએ ને!" વિચિત્રતા ભર્યા શબ્દો ધનપાળ શેઠના મુખમાંથી નીકળતા હતા.

"હવે ફરીથી ક્યારે મલશો ?" અડોલિયાએ અંગને મરોડ આપતાં પૂછ્યું.

"તમે આજ્ઞા કરશો ત્યારે." ધનપાળશેઠે નમ્રતાથી જવાબ આપ્યો.

"મારી આજ્ઞા શોભે, શેઠ! હું તો વિનંતી કરી શકું." અડોલિયાએ શરીર પરના ઉપવસ્ત્રને એક બાજુએ ખસેડતાં કહ્યું.

"ભલે. જેમ માનો તેમ." ધનપાળશેઠ ખુંધાઈમાં હસતા બોલ્યા. "ઠીક, રજા લઉં ત્યારે ?"

"હા. પધારજો." કહી અડોલિયા એક દાસીને ઉદ્દેશીને બોલી: "કેતકી! શ્રેષ્ઠીજીને નીચે સુધી મુકી આવ."

ધનપાળશેઠ સમજી ગયા કે, પોતે ક્યાંય છૂપાઈ ન રહે અગર તો પ્રાસાદની કોઈ પણ વ્યક્તિ સાથે આંખ ઓળખાણ ન કરે તે માટે અડોલિયા તરકીબ રચીને મૂકવા આવવાના બહાને દાસીને સાથે મોકલે છે.

તે અને દાસી દરવાજા સુધી ગહોંચ્યાં. કંઈક વિચાર આવતાં શેઠ દરવાજામાં થોભી જઈને અડોલિયા તરફ મુખ

ફેરવતાં પૂછ્યું: " તમે મને શા માટે બોલાવ્યો હતો, તે તો જણાવ્યું નહી."

" બીજી વખતે આવશો ત્યારે જરૂર જણાવીશ, શેઠ!" અડોલિયાએ ઢીંચણ સુધીના વસ્ત્રને જાંઘ સુધી ઉંચે લેતાં કહ્યું.

જાંઘ સુધીનો નિઃવસ્ત્ર ભાગ જોઇને ધનપાળ શેઠે પોતાનાં નેત્રો નીચાં ઢાળી દીધાં.

## પ્રકરણુ ૭ મું

### મમામંત્રી મદનરેખાને મળે છે

બત્રીસ વરસની ઉંમરે મહામંત્રોના બિરૂદને ઉજ્જવળ બનાવનાર વજ્રકુમાર મહારાણી મદનરેખાની મુલાકાતે જઇ રહ્યો હતો. તેના ચહેરા પરની વીરત્વની અને મુત્સદ્દીગીરીની રેખાઓ ગમે તેવી વ્યકિત ડરાવવાને સમર્થ હતી. ક્ષત્રિય કૂળમાં—જાતિમાં મત્સદ્દીગીરીનો પ્રકાશ પાડનાર વજ્રકુમાર અનેક થઇ ગયેલા વણિક મહામંત્રીઓની સમાનતા પૂરવાર કરી રહ્યો હતો. રાજા પ્રજા અને સૈન્યને પોતાનાં કરી લેનાર મહામંત્રી મહારાણી મદન રેખાની મુલાકાતે જઈ રહ્યો હતો.

મહારાજા નગરમાં નથી. પ્રજાજનોએ ક્રાંતિની ચિનગારીઓ પ્રકટાવી છે. અડોલિયાના વિલાસી મહેલને કાળા ભવિષ્યની આગાહી મળી ચૂકી છે. સાધ્વી સરસ્વતીનું હરણુ થયું છે. દરેક ધર્મના ગુરૂઓ એ વિષે મંત્રણાઓ ચલાવી રહ્યા છે. છતાં શાંત મુદ્રા, જાણે કંઈજ ન બન્યું હોય તેવી આરામ ભરી બેઠક અને નગર ચર્ચા જોવાને ટેવાયેલી કાક દ્રષ્ટિ ઘરાલતો આ મહામંત્રી પોતાની સૂવર્ણમય શિબિકામાં બેસીને ચાટા વચ્ચે થઈ અનેક લોકોનાં નમન ઝીલતો

બધાને આશ્ચર્યમુગ્ધ બનાવી રહ્યો હતો. લોકોની આશ્ચર્યતાને નયનો વડે પીતો વજ્રકુમાર બધાનાં હૃદય જાણવાને મથી રહ્યો હતો.

રાજ મહાલયમાં જઈ તેણે એક સેવિકા સાથે મહારાણીને સમાચાર મોકલ્યા. મહારાણી તેનીજ રાહ જોઇને બેઠી હતી. તેણે તેને તરત અંદર બોલાવ્યો. અંદર જઈ વજ્રકુમાર રાણીની સામે પડેલા એક આસન પર બેઠો. તેની કાક દ્રષ્ટિએ રાણીનું હૃદય અને હવાના અણુંએ અણુમાં વ્યાપી રહેલું ગમગીન વાતાવરણ પારખી લીધું. રાણીએ આંખની ઇશારત વડે ત્યાંની પરિચારિકાઓને બહારજવાનું સૂચવ્યુ. તે ખંડમાં બે જણ સિવાય કોઈની હાજરી ન હોવાની ખાત્રી કરીને મહારાણી બોલી; " મંત્રીજી ! હું આપની રાહ જોઈ રહી હતી."

" રાણીજી ! રાજ્યનું વાતાવરણ એવું બની જવા પામ્યું છે કે, દરેકને એક બીજાની રાહ જોવી પડે છે " મહામંત્રી બોલ્યો.

" મહારાજા મૃગયા ખેલવા ગયા છે." રાણી મદનરેખા સ્થિર સ્વરે બોલી.

" મહારાજાઓ મૃગયા ન ખેલે તો બીજું શું કરે ? " મહામંત્રીના શબ્દોમાં કાતિલ પ્રહાર હતો.

" અત્યારે આ સમય મૃગયા ખેલવાનો છે ? "

" એમની દ્રષ્ટિએ તો હશે જ ને ! "

" પ્રજા ઉશ્કેરાઈ ગઈ છે. અનેક અબળાઓના નિસાસાથી સિંહાસનના પાયા હચમચી રહ્યા છે. સોરાષ્ટનો રાજા રૂષભદત્ત આપણા રાજ્યમાં ક્રાંતિની પ્રકટતી ચિનગારીઓનો લાભ લેવાને ઉત્સુક થઈ રહ્યો છે. મારા વિક્રમ મહારાજાની વર્તણુક

પ્રત્યે તિરસ્કારની નજરે જોઈ રહ્યો છે. પિતા પુત્રના સ્વભાવની અસમાનતા પ્રજામાં પ્રકટ થશે તો બાજી હાથમાં નહિ રહે." રાણી મદનરેખા તેના પતિની કામુક વૃત્તિથી કંટાળેલી હતી. તેનું મગજ રાજકારણોમાં સારૂં ચાલતું હતું.

"મહારાણી આપના શબ્દો સાચા છે. પણ એક વાત હું આપને જણાવી દઉં. બાજી હાથમાં રહી નથી. કાલિકા-સૂરિ આજે તો અગર કાલે રાજદરબારમાં મહારાજા પાસે સાધ્વી સરસ્વતીની માંગણી કરવા માટે આવવાનાં છે. તેમને દરેક ધર્મના અનુયાયીનો સંપૂર્ણ સાથ છે. પ્રજા ઘણા વખ-તથી મહારાજાની સત્તામાંથી છટકવાની ઇચ્છા કરી રહી હતી. આજે તેને પ્રબળ કારણ મળ્યું છે. મહારાજા એમ માનતા હશે કે, સૈન્યની સહાય વડે પ્રજાની ક્રાંતિને અને એની પ્રત્યેક ઇચ્છાને દાબી નાંખીશું, પણ તેમની તે માન્યતા કેવળ હવાઈ કિલ્લા જેવી છે. પ્રજાની ફૂંક ઉઠી જતાં સૈન્ય પણ બદલાઈ જશે. કારણકે સૈન્ય પણ પ્રજામાંથી જ બનેલું છે. મને લાગે છે કે, મહારાજા સરસ્વતીને માનસહિત મુકત કરી દે તો સારૂં." મહામંત્રીએ પોતાનો અભિપ્રાય કહી સંભળાવ્યો

"મંત્રીજી ! મહાન પ્રશ્ન જ એ છે કે, મહારાજા સરસ્વતીના હરણની વાત કબૂલ કરતા નથી. મેં તેમને ઘણા સમજાવ્યા છે. અનેક રીતની રાજનીતિના ભેદો જણાવ્યા છે. પણ તે તો કાને હાથ જ મૂકે છે." મહારાણીએ દર્પણરાજાનો સરસ્વતીનો જાણ વિષેનો 'ન' કાર કહી જણાવ્યો.

"તો તેમનું ભાવિ ખરાબ થશે, રાણીજી ! રાજા એટલે દેવાંશી પુરૂષ. તેનામાં અવગુણનો વાસ થાય તો દેશ પાય-માલ થાય. હું હજી પણ એક વખ મહારાજાને સમજાવવાનો

પ્રયત્ન કરી જોઈશ. તમને ખબર છે કે, આજે નગરશેઠની હાજરી ન હોત તો શું પરિણામ આવત ? મંત્રીએ કાળા મહેલ વિષે પૂછ્યું.

" કયી બાબતમાં ? " રાણી તે બાબતથી અજાણ હતી.

" ક્રાંતિ ચાહક પ્રજા સશસ્ત્ર બનીને કાળા મહેલ આગળ એકઠી થઇ હતી. "

" શા માટે ? " મહારાણીએ સાશ્ચર્ય પૂછ્યું.

" મહારાજા અગર તો અડોલિયા–જે હાજર હોય તેની પાસે સરસ્વતીની માંગણી કરવા." મહામંત્રીએ કારણ દર્શાવ્યું.

" મને તો તેમાંની કાંઇ ખબર નથી. ત્યાં કંઈ તોફાન થવા પામ્યું હતું ? "

" થયું નહોતું, પણ થવાનો સંભવ હતો. સારૂં થયું કે તે સમયે નગરશેઠની શિબિકા ત્યાંથી પસાર થઈ રહી હતી. "

" તેમણે પ્રજાને તોફાન કરતાં અટકાવી ?

" હા. તેમણે પ્રજાને સમજાવ્યું કે, મહારાજા હાજર નથી. તમે શાંત થાઓ. હું ગમે તે રીતે તમારી સન્મુખ લાવી આપીશ."

તે ક્યાંથી લાવી આપશે ? "

એ જ સમજવા જેવું છે. "

" કેમ ? "

" તે મહારાજાને પ્રજાની વતી સમજાવશે અને જો તે નહિ માને તો પ્રજાના કાર્યને સાક્રિય ટેકો આપશે."

" નગરશેઠ પણ ક્રાંતિમાં સામેલ થશે ! "

" નગરશેઠ તો શું, પણ આખું સૈન્ય ક્રાંતિકારોને સાથ આપશે."

" તો રાજ્યના નાશ સિવાય બીજો રસ્તો હોય એમ મને લાગતું નથી. "

મહાસેનાપતિ શિશુપાળે તે જ ભવિષ્ય ભાખ્યું છે."

" તો મારા વિક્રમનું શું થશે ? " મહારાણીએ રાજકુમાર વિક્રમની ચિંતા પ્રકટ કરી,

" રાજકુમાર અને મહારાજામાં ઘણો ફરક છો વિક્રમનું ભવિષ્ય કાલિકાસુરિએ સમ્રાટપદ ભોગવવાનું ભાખ્યું છે."

" રાજ્ય છિન્નભિન્ન થઇ જાય તો તેના સમ્રાટપદની આશા કેવી રીતે રાખી શકાય, મંત્રીજી ! " મહારાણીના મનમાં વિક્રમની ચિંતા ઘોળાવા લાગી,

" મહારાણી ! સમર્થ ભવિષ્યવેત્તા કાલિકાસુરિનું ભાખેલું ભવિષ્ય કદાપિ ખોટું ન પડે. "

" પણ એ માનવામાં કેમ આવે ? "

" અનુભવથી મનાશે."

બંને જણાં થોડો વખત મૌન રહ્યાં. કેટલીકવારે મહામંત્રી બોલ્યોઃ " રાણીજી ! હું તો તમને એટલું જ કહેવા આવ્યો હતો કે, આવતી કાલે આ સમય પહેલાં સરસ્વતીને મૂકત કરવામાં નહિ આવે તો પ્રજા અને સૈન્ય આપણા કાબૂમાં રહેવાં મુશ્કેલ છે. કદાચ રાજકુટુંબ એકલવાયું બની જશે ! "

" તમે અને મહાસેનાપતિ શિશુપાળ તો રાજકુટુંબના પક્ષમાં રહેશો ને ' મદનરેખાએ પૂછ્યું.

"અત્યારે તે બાબતનો જવાબ આપી શકાય નહિ" મહામંત્રીએ અનિશ્ચિત જવાબ આપ્યો.

"એટલે એમ જ કે, તમે અને મહાસેનાપતિ પણ પ્રજાના પક્ષમાં ઉભા રહેશો." મહારાણી બોલી.

"ના. અમે નીતિના પક્ષમાં રહેવા ઇચ્છીએ છીએ, રાણીજી ! નીતિ સિવાય ક્રાંતિનો ઉદ્ધાર નથી. અને ક્રાંતિ સિવાય અનીતિમય રાજ્યનો નાશ નથી." મહામંત્રી કહ્યું.

"અંતે આ રાજ્યનો નાશ નિર્માયો છે, એમ જ ને ?"

"નાશ તો પ્રત્યેક રાજ્યનો નિર્માયો હોય છે, રાણીજી !"

"પણ અત્યારે તો આપણા રાજ્યનો ને ?"

"જો સરસ્વતીનો છૂટકારો નહિ થાય તો તેમાં મીનમેખ થનાર નથી."

"તમે મહારાજાને સમજાવી તો જુઓ !" મહારાણીએ નયનોમાં અજંવતા લાવી કહ્યું

"મારી ફરજ હું નહિ ભૂલું. આપ રાજકુમારને યોગ્ય રીતે કેવળજો."

"તેમાં મને કહેવું નહિ પડે. હું પણ રાજવંશી છું."

"ઠીક ત્યારે. હું રજા લઉં ?" મહામંત્રીએ જે કહેવા જેવું હતું તે કહી દીધું અને જણાવા જેવું હતું એ જણાવી લીધું.

"હા પણ બને તેટલો પ્રયત્ન કરીને પ્રજાને સમજાવજો. હું મહારાજાને સમજાવવામાં કચાશ નહિ રાખું"

" આપણે પ્રયત્ન કરવાનો છે. ધાર્યું તો ધણીનું થવાનું છે." મહામંત્રી ઉઠતાં ઉઠતાં બોલ્યો.

" પ્રયત્ન તો આપણા હાથમાં છે ને ! "

" તે કરી છૂટીશું."

બોલતાં બોલતાં મહામંત્રી અને મદનરેખા દરવાજા સુધી પહોંચ્યા. રાણીને આશ્વાસન અને સલાહ આપીને વજ્ર-કુમાર રાણી પાસેથી છૂટો પડયો. રાણી વિચારમાં ને વિચારમાં ક્યાંય સુધી દરવાજાનાં કમાડ પકડીને ઉભી રહી.

# પ્રકરણ ૮ મું

## માનવધર્મના છત્ર નીચે

માળવા અને સૌરાષ્ટની સરહદ પર સદૈવ લક્ષ આપનાર એક સૈનિકે મહાસેનાપતિ શિશુપાળને સમાચાર આપ્યા કે "સીંધુ નદીની પેલી બાજુના શક સરદારો સૌરાષ્ટના શક-રાજા રૂષભદત્ત સાથે માળવા પર ચઢાઈ લાવવા માટે સંદેશા ચલાવી રહયા છે."

"મલયકેતુ! આ સંદેશ લાવનાર સૈનિકને તમારી સાથે રાખજો. તેણે આપેલા સમાચાર ગુપ્ત રહેવા જોઇએ. હું મહદ્ગુરૂ કાલિકાસૂરીને મળવા જાઉં છું. લગભગ એકાદ પ્રહરમાં પાછો આવીશ." શિશુપાળે ઉપસેનાપતિ મલયકેતુને સંદેશ લાવનાર સૈનિકને કબ્જામાં રાખવાના ગુપ્ત સંકેત વડે જણાવ્યું.

સંદેશ આપવા આવનાર સૈનિક માળવાનો ગુપ્તચર હતો. તેણે સૌરાષ્ટના એક સૈનિક પાસેથી ચતુરાઇ વાપરીને આ સમાચાર મેળવી લીધા હતા સમાચાર જરૂરના હોવાથી તે રાત દિવસની મજલ કરતો અવંતિમાં આવી પહોંચ્યો હતો. તેણે મહાસેનાપતિની મુલાકાત લઈને જ્યારે સમાચાર

આપ્યા ત્યારે તેને પરીણામમાં સાબાશીને બદલે હતાશતા પ્રાપ્ત થઈ. મહાસેનાપતિની આવા મહત્ત્વના સમાચાર પ્રત્યેની ઉદાસીંનતા તેના હૃદયને ડંખી. પોતાના દેશ પર આક્રમણ કરવાની પરદેશીઓ તૈયારીઓ કરી રહ્યા હોય ત્યારે પણ મહાસેનાપતિ આવી ઉદાસીનતા સેવે એ એના જોવા માટે નવાઈ ભર્યું હતું.

મોટા મોટા ધર્મગુરૂઓની વિરાટ સભા ભરવામાં આવી હતી. મહા પ્રભાવશાળી કાલિકસૂરીએ દરેક ધર્મના આચાર્યોને બોલાવ્યા હતા. વેદધર્મના ગુરૂને પ્રમુખ સ્થાન આપવામાં આવ્યું હતું. મહામંત્રી વજ્રકુમાર, મહાસેનાપતિ શિશુપાળ અને નગરશેઠ ધનપાળને ખાસ આમંત્રણ આપવામાં આવ્યાં હતાં પ્રજાના આગેવાનોએ પણ આ કાર્યમાં ભાગ લીધો હતો.

આ સભા બોલાવવાનું મુખ્ય કારણ સરસ્વતી સાધવીના હણ વિષેનું હતું. તે સભામાં જવાની ઉતાવળના કારણે શિશુપાળે સમાચાર આપનાર ગુપ્તચરને મલયકેતુની સાથે રહેવા માટે જણાવવામાં આવ્યું હતું. તેને નજર નીચે રાખવાનું મુખ્ય કારણ એ હતું કે, જો તે છૂટો રહે અને વાત જાહેર થઈ જાય તો પ્રજામાં પ્રકટેલી ક્રાંતિ જોર પકડે.

સભામાં 'સરસ્વતીનું હરણ' અને 'એમાં રાજા ગંધર્વસેનનો હાથ હોવો જોઈએ, એ વિષયો ચર્ચાવા લાગ્યા. દરેકે પોતપોતાના વિચારો દર્શાવા માંડયા. પ્રત્યેકનું દ્રષ્ટિ બિન્દુ એક જ હતું. 'કોઈ પણ ભોગે સાધ્વી સરસ્વતી સન્માન પૂર્વક પાછી મળવી જોઈએ.'

નગરશ્રેષ્ટિએ અડોલિયાનો પ્રસંગ વર્ણવી બતાવ્યો. મહાસેનાપતીએ અને મહામંત્રીએ શાંતીપૂર્વ કામ લેવાનું

સૂચવ્યું. કેટલાકધર્મગુરૂઓએ અનેક સ્ત્રીઓનાં લૂંટાયેલાં શિયળનો જવાબ માંગવાની ઇચ્છા પ્રદર્શિત કરી.

મહાપુરૂષ કાલિકાસૂરીએ શાંન્તિથી બધાને સમજાવતાં કહેવા માંડયું કેઃ “ સરસ્વતી મારી સંસારિક બહેન છે, એ કારણે બદલો લેવાનો ભાવના હું વીર પુરૂષ તરીકે રાખું છું. એણે ધર્મ ગુરૂની દીક્ષા લીધી છે માટે આપણા ધર્મની રક્ષાના કાજે પ્રત્યેક ધર્મગુરૂએ એની મુક્તી માટે શકય તેટલા પ્રયાસો કરવા જોઇએ. સ્ત્રીઓનાં શિયળનું ખંડન થાય, એ માનવ-જાતિમાં મહાન ગણાતા વીર પુરૂષોનું હડહડતું અપમાન છે. આપણે માનવજાતિમાં જન્મ લીધો છે. માનવતાને આપણે જો પિછાનતા હોઇએ તો અત્યાચારીના હાથમાંથી ગમે તેવી અબળાનુ રક્ષણ કરવાની અને અત્યાચારીને ઘટતી શિક્ષા કરવાની આપણી પવિત્ર ફરજ છે. દરેક ધર્મમાં શ્રેષ્ટ ધર્મ માનવ ધર્મ છે. જે વ્યક્તિએ જીવનમાં માનવધર્મ કેળવ્યો નથી, તે વ્યક્તિ માનવ તરીકે જીવવાને લાયક નથી.

સરસ્વતીને હું કોઇપણ ભોગે મૂકત કરાવવા ઇચ્છું છું. મારો ધર્મ અહિંસાનો હોવા છતાં, જો કોઈપણ અશકત વ્યકિતને સશકત વ્યકિત ત્રાસ આપતી હોય તો હું અશકતને સહાય કરવા માટે અહિંસાને એક બાજુએ મૂકતાં વાર ન કરૂં. મારા ધર્મ પ્રમાણે સાધુત્વ સ્વીકાર્યા પછી નદીમાં પગ મૂકવાનો બાધ આવતો હોવા છતાં જો કોઈ માણસ પાણીમાં ડુબતો હોય તો હું મારા જાતિય ધર્મને એક બાજુએ મુકીને માનવ ધર્મ પ્રમાણે તેને બચાવ્યા વિના ન રહી શકું.

દરેક ધર્મ માનવ ધર્મની શાખા રૂપે છે, થડ સિવાયની શાખાઓ કેવળ સત્ત્વહીન ડાખળીઓ છે. માટે મારી દરેકને વીનંતી છે કે, આપણે એક સ્ત્રીની રક્ષા કાજે જાતિય

ધર્મોના મતભેદ ત્યાગીને માનવ ધર્મનો સ્વીકાર કરવો જોઈએ. આજે હું રાજદરબારમાં જવાનો છું. જેને માનવ-ધર્મને કાજે મારી સાથે આવવું હોય તેનો હું સ્વીકારું છું. મહારાજા જો મારી માગણીનો સ્વીકાર કરીને સરસ્વતીને સન્માન પૂર્વક મુક્ત નહિ કરે તો મને મારો માનવધર્મ જે માર્ગ દર્શન કરાવશે, તે માર્ગ હું ગ્રહણ કરીશ. હું નથી માનતો કે મારા માનવધર્મને અવરોધવાનું કાર્ય આપણી નગરીના મહામંત્રી અગર મહાસેનાપતિ પસંદ કરે!"

કાલિકાસૂરીના પ્રવચન પર અનેક પ્રકારની ચર્ચાઓ થઈ. મહામંત્રી અને મહાસેનાપતિએ તેમને આશ્વાસન આપ્યું. અને વિશેષમાં જણાવ્યું કે, "અમે ન્યાય માટે અમારા પ્રાણ આપીશું."

સભાના પ્રમુખે બધા ધર્મગુરૂઓને અને અન્ય હાજર રહેલાઓને કહ્યું કે, "મહાગુરૂ કાલિકાસૂરિનાં સુવાક્યો આપણે ગ્રહણ કરવા યોગ્ય છે. માનવધર્મનો ઉદ્દેશ આપનાર પ્રભાવી પુરૂષ આપણને માર્ગ સૂચન કરે છે. આપણે સ્ત્રીની અને તેના શિયળની કિંમત આંકતા શીખવું જોઈએ. જો આપણે સ્ત્રીને સંતાન અને સંસ્કારની ખાણ માનતા હોઈએ તો તેની સર્વ જવાબદારી આપણા શિરે ગણાય! મારો ખાસ આગ્રહ છે કે, આપણે સાધ્વી સરસ્વતી માટે મહારાજા પાસે જવું. બાળબ્રહ્મ ચારિણી સાધ્વીનાં દર્શન જેવી બીજી કઈ પવિત્ર વસ્તુ આપણે જીવનમાં મેળવી શકવાને ભાગ્યવાન થવાના છીએ?"

પ્રમુખના શબ્દો સભાજનોએ માન્ય રાખ્યા. સભામાં કોઈએ ધર્મ ઘેલછાને સ્થાન આપ્યું નહિ. માનવધર્મના છત્ર નીચે સર્વ ધર્મના અનુયાયીઓએ એકતા સાધી. આજ

સુધી અનેક અન્યાયોને સહન કરતાં કરતાં માનવતા ગૂમાવી બેઠેલ પ્રજાના અગ્રગણીઓએ આ સભામાંથી માનવતાને ફરીથી સજીવન કરવાની પ્રેરણા મેળવી. અનેક સુંદર કુમારિકાઓએ, અનેક સૌંદર્યવતી લલનાઓએ અને અનેક સુડોલ બાળ વિધવાઓએ અનિચ્છાએ અને અસહાયતાના કારણે ગૂમાવેલાં શિયળોના પ્રત્યાઘાત રૂપે આજે અશાંતિના વાતાવરણમાં વેર, વેર ને વેરની ભાવના પ્રકટી નીકળી.

અન્ય ધર્મોને સમભાવે જોનાર અને માનવ ધર્મને જીવનમાં ઉતારનાર કાલિકાસૂરિને તેમની સમદ્રષ્ટિનું સુપરિણામ કુદરતી રીતે જ મલી રહ્યું. નિઃસ્વાર્થ પણે કેળવેલી સદ્ભાવનાઓ અફળ જતી નથી, એ સત્ય ઠર્યું.

સભાજનો ધીમે ધીમે વીખરાવા લાગ્યા. પાછળ રહયા ફક્ત નગરશ્રેષ્ઠી અને કાલિકાસૂરિ. જાણે એક રથનાં બે ચક્રો !

## પ્રકરણ ૯ મું

### સરસ્વતી અદૃષ્ય થાય છે

મહામૂનિ કાલિકાસૂરિ અને સાધ્વી સરસ્વતીને અવંતિમાં આવ્યાને પંદરેક દિવસ વીત્યા હશે! એક વખતે સાધ્વી સરસ્વતી ઉપાશ્રયેથી નીકળીને દેરાસરમાં દર્શન માટે જઈ રહી હતી. તેની સાથે કેટલીક અન્ય સ્ત્રીઓ પણ હતી. સામેથી મહારાજા ગંધર્વસેનની સ્વારી આવી રહી હતી. રાજાની સ્વારી નજીક આવી પહોંચે તે પહેલાં તો સરસ્વતી અને તેની સાથેનું નારીવૃંદ દેરાસરમાં પેસી ગયું. પણ એક ઉંચા હાથીની રત્નજડિત અંબાડી પર બેઠેલા રાજાની નજર દેરાસરમાં દાખલ થતી સરસ્વતી પર પડી.

અનેક ખુશામતીઆઓ તરફથી સરસ્વતીના સૌંદર્યની ખ્યાતિ શ્રવણ કરેલી હોવા છતાં ધર્મની અવહેલના ન કરવાના કારણે ગંધર્વસેને તે તરફ દુર્લક્ષ કર્યું હતું. પણ અચાનક તેણે સરસ્વતીને જોઈ. ખુલ્લા પીળા રંગનાં વસ્ત્રમાં શોભતી ગૌરવવર્ણી સાધ્વી પ્રત્યે તેની દૃષ્ટિ કલુષિત થવા પામી. તેણે તેની પાછળ ઉભેલા છત્રધરને પૂછ્યું: " મણિધર! ચંપાની પાંદડી જેવાં અંગોપાંગ ધરાવતી જે સાધ્વી પેલા જૈન મંદિરમાં ગઈ, તે કોણ હતી?"

"પ્રભુ!" મણિધર ધીમા સ્વરે બોલ્યો: "જેને વિષે મેં આપને અનેક વખત જણાવ્યું હતું, તે જ આ સરસ્વતી."

"તેં એની આટલી બધી સુંદરતા વર્ણવી નહોતી!"

"દેવ! હું કવિ નથી. મારા શબ્દોમાં મેં આપને વર્ણન કરી બતાવ્યું હતું."

"ઠીક." રાજા બંને હોઠ ભેગા કરીને ભારે અવાજે બોલ્યો. તેને અનેક સ્ત્રીઓના ભોગનો લાગેલો છંદ સરસ્વતી માટે પણ અપવાદ તરીકે ન રહી શક્યો.

પ્રાસાદ પર પહોંચીને તેણે એક સેવક દ્વારા તેના નાગ નામના સારથીને બોલાવ્યો.

"નાગ!" નાગને ઉદ્દેશીને તે કહેવા લાગ્યો: "આજ સુધી તેં મારી પ્રત્યેક આજ્ઞાને પાર પાડી છે. આજે તને એક એવી સ્ત્રીને ઉપાડી લાવવા માટે હું આજ્ઞા કરું છું કે, જેની વાત જાહેર થવી ન જોઈએ. આપણા બંને સિવાય તે વાત કોઈના કાને પણ જવી ન જોઈએ. જો ત્રીજા કોઈને કાને આ વાત ગઈ છે, તો મહા અનર્થ થવાનો સંભવ છે."

"પ્રભુ! આપનો હું વફાદાર સેવક છું. મારી ફરજ છે કે, આપની પ્રત્યેક વાંછનાને સંતોષ આપવો." નાગ બોલ્યો.

"જેનું મુખકમળ ચંદ્રની કાંતિને શરમાવે એવું છે, જેના હાથ કમળની દાંડીની સ્પર્ધા કરી રહ્યા છે, ને જેનાં હોઠ કુંમળી કુંપળોને પણ ઝંખવાવવાને સમર્થ છે; એવી પ્રજાને હૈયે વસેલી ને માનવતાનો બોધ આપનારી સાધ્વી સરસ્વતીને મેં આજે જોઈ છે." ગંધર્વસેને સરસ્વતીને માટે અનેક ઉપમાઓ કહી સંભળાવી.

"મહારાજ! સરસ્વતી એટલે સાક્ષાત્ સરસ્વતીનો જ

અવતાર છે. પરમાત્મા તેનું જીવન સફળ કરો !" નાગ સારથીએ સરસ્વતી પ્રત્યેના માનભર્યા શબ્દો ઉચ્ચાર્યા.

"નાગ ! તેનું માનવજીવન સફળ કરવા માટે જ તેને મેળવવાને મેં ઇચ્છા કરી છે. મારા વિલાસ ભુવન સિવાય તેનું જીવન ક્યાંથી સફળ થઈ શકે ?" રાજાએ પોતાની હલકી મનોવૃત્તીભર્યા શબ્દો કહેવા માંડયા.

"પ્રભુ ! તે તો સાધ્વી છે. અન્ય સ્ત્રીઓનાં હરણ પ્રમાણે તેનું હરણ યશસ્વી નહિ નીવડે. તે પ્રજાને બોધ આપવા માટે સર્જાયેલી છે. તેના માટે મહારાજાનું વિલાસ ભુવન ન હોય, પણ માનવજાતિનાં હૈયાં હોય !" નાગે સરસ્વતી વિષે શિખામણ આપવા માંડી.

"માનવજાતિમાં મારું પણ સ્થાન છે, નાગ ! તારા કહેવા પ્રમાણે તેણે મારા હૈયામાં પણ વસવું જોઇએ." રાજાએ નાગના શબ્દોને પકડી પાડતાં કહ્યું.

"જરૂર હોવું જોઈએ, મહારાજ ! પણ તે દેવી તરીકે, માનવ સ્ત્રી તરીકે નહી."

"ભલે. તું જેમ કહે તેમ. પણ મારે સરસ્વતી જોઇએ છે. ગમે તે ભોગે તારે લાવી આપવી પડશે." રાજાએ આજ્ઞાના રૂપમાં કહ્યું.

"મારી ના નથી, પ્રભુ ! પણ પાછળથી પસ્તાવું પડશે. તેની અદ્રશ્યતા પ્રજામાં ક્રાંતિ ઉત્પન્ન કરશે. કારણ કે તે અને તેના ભાઈ કાલિકાસૂરિ સર્વ ધર્મીઓમાં માન પામી ચૂકેલાં છે. સરસ્વતી બાળબ્રહ્મચારીણી છે. તેનો પ્રભાવ તેના હરણ પછી અપ્રકટપણે પ્રજાને પ્રેરણા આપશે. તમારી વિલાસ-વૃત્તીની ગુલામીના બંધનમાં મુંઝાઇ રહેલી પ્રજા સરસ્વતીનું કારણ મળતાં જ તમારી સત્તાને ઉથલાવી પાડવાને હામ

બીડશે." નાગ પોતાની સમજશક્તિ પ્રમાણે રાજાને સમજાવવા લાગ્યો.

"નાગ ! એવી પ્રજાની બીતિએ જીવવામાં આવે તો કોઈ પણ રાજા રાજ્ય કરી શકે નહિ." રાજાએ સત્તાના મદમાં કહ્યું.

"પણ પ્રજાના પ્રેમ વિના કોઈ પણ રાજા શાંતિથી રાજ્ય ભોગવી શકે નહી." નાગે રાજાને પ્રજાની મહત્તા સમજાવતાં કહ્યું.

"પહેલો રાજા ! પછી પ્રજા, નાગ !"

"નહિ, મહારાજ ! પહેલી પ્રજા પછી રાજા."

"આજે તું આ કાર્ય માટે આટલી બધી આનાકાની કેમ કરે છે, નાગ ?" રાજાએ બીજી વાતોને જતી કરીને મુખ્ય વાત પર આવતાં પૂછ્યું.

"તે સાધ્વી છે માટે, પ્રભુ ! હું પણ માણસ છું. મારામાં ધર્મભાવના અને માનવતા હોવી જોઈએ." નાગે જવાબ આપ્યો.

"એટલે તું મારૂં આ કાર્ય નહિ કરી શકે, એમને ?" રાજાએ કરડાઈમાં પૂછ્યું.

"એ વિષે આજ્ઞા કરવા માગો છો ?" નાગનું હૈયું વલોવાવા લાગ્યું.

"ધર્મ ઘેલછાને વળગી રહીશ તો."

"ધર્મ ઘેલછા હૃદયમાંથી નહિ નીકળી શકે, મહારાજ !"

"તો મારે આજ્ઞા આપવી પડશે" રાજાની આંખમાં રતાશ તરી આવી.

"આજ્ઞાથી થયેલા કાળમાં પ્રેમ નહિ હોય, પ્રભુ !"

"પ્રેમ ભલે ન હોય, નાગ! મારે તો મારૂં કાર્ય સિદ્ધ થવું જોઇએ."

"તમે આજ્ઞા કરશો તો હું મારી ધર્મ ભાવનાને અને માનવતાને બાળીને ભષ્મ કરવાનો પ્રયત્ન કરીશ."

"તો મારી તને આજ્ઞા છે." રાજાએ સરસ્વતીનું હરણ કરીને તેને કાળા મહેલમાં લઈ જવાની આજ્ઞા કરી.

"આપની આજ્ઞા મારે શિરસાવંદ્ય છે." નાગને રાજાની આજ્ઞા સ્વીકાર્યા વિના છૂટકો નહોતો. તેણે થોડી વાર વિશ્રમી પૂછ્યું: "હવે મને જવાની આજ્ઞા છે, પ્રભુ!"

"હાં, પણ આજે ને આજે આ કાર્ય સિદ્ધ થવું જોઈએ." રાજાએ ફરીથી એ કાર્યની ચોખવટ કરી.

"જેવી આજ્ઞા."

નાગ રાજા પાસેથી વિદાય થયો. ઘરે જઈને થોડો સમય વિચાર કર્યા પછી તેણે નગરશ્રેષ્ટી ધનપાળની સુશીલ પત્નીની મુલાકાત લીધી. ખાનગીમાં તેણે તેને રાજા સાથે થયેલી વાતચીત કરી સંભળાવી. બંનેએ વિચાર કરીને નક્કી કર્યું કે નાગે સાંજના સમયે કોઇને શંકાને ન ઉદ્ભવે તે પ્રમાણે તેના કુટુંબને નગરશ્રેષ્ઠીને ત્યાં મુકી જવું અને શેઠાણીએ તે કુટુંબને ખાનગી ભોંયરામાં રાખવું. પછી અંધકારની શરૂઆત થતાં સરસ્વતીને બોલાવવા માટે ધનપાળ શેઠની ભાણેજ ચંદનબાળાને મોકલવી. સાધ્વી આવે કે તરત જ આ બાબતથી વાકેફ કરીને તેને બીજા ભોંયરામાં રાખવી. પછી નાગે પણ પોતાના કુટુંબ સાથે ભોંયરામાં રહેવું. આ વાતની જાણ ધનપાળ શેઠને પણ ન થવી જોઇએ, તે વિષેની કાળજી રાખવાનું પણ નક્કી કરવામાં આવ્યું.

ઉપર પ્રકારની ગોઠવણ પ્રમાણે કાર્ય પતી ગયા પછી

રાત્રે સરસ્વતી સાધ્વીનું હરણ થયાની વાત પ્રકટ થઈ. આખા નગરમાં હાહાકાર વ્યાપી ગયો. સરસ્વતીના હરણની અસર તેના ભાઈ કાલિકાસૂરી પર વધારે થઈ. બીજે દિવસે સવારે દરેક ધર્મગુરૂઓને અને ધનપાળશેઠને બોલાવી તેમણે આ બાબતમાં તપાસ કરવાની ભલામણ કરી.

સરસ્વતીના હરણની વાત રાજાના કાને પણ પહોંચી. તેણે સરસ્વતીને કાળા મહેલમાં જોઈ નહિ. નાગ સારથીની તપાસ કરાવતાં તેને સમાચાર મળ્યા કે, “ નાગ અને તેનું આખું કુટુંબ અવંતિમાં નથી.” આ સાંભળીને રાજાનાં નયનોમાંથી ક્રોધના અંગારા ઝરવા લાગ્યા. તેણે મહામંત્રીને બોલાવીને આજ્ઞા કરી કે, “ નાગ સારથી અને તેના આખા કુટુંબને ગમે ત્યાંથી પકડી લાવો.”

સરસ્વતીના હરણની આગ આખા નગરમાં ભભૂકી ઉઠી. ક્રાંતિની ભાવના સેવતી પ્રજાને મજબૂત કારણ મલી ગયું. તેણે શસ્ત્ર સજ્યાં અને કાળા મહેલની વાટ લીધી, સશસ્ત્ર પ્રજાનો સમુહ અડોલીયાને કાળ સમો ભાસ્યો. તેણે મદદની ભાવના સેવી અને જાણે મદદ માટે જ નગરશ્રેષ્ઠી સમયસર આવી પહોંચ્યા હોય તેમ તેમણે પ્રજાને શાંત પાડીને વીખેરી નાંખી.

આ રીતે અવંતીની અમુક વ્યક્તીઓ સીવાયની પ્રજાની માન્યતા પ્રમાણે સરસ્વતીનું હરણ થયું હોવા છતાં તે રાજાના વીલાસી મહેલમાં પહોંચી શકી નહોતી.

## પ્રકરણ ૧૦ મું

### રાજા એકલો પડી જાય છે

રાજા ગંધર્વસેનની આજ્ઞાને નાગ સારથીએ ધૂળમાં મેળવી દીધી હતી. રાણી અને અડોલિયાને લાગ્યું કે રાજાએ સરસ્વતીને ગમે તે સ્થળે છૂપાવી રાખી હોવી જોઈએ. છતાં સરસ્વતી રાજાને પ્રાપ્ત થઈ નહોતી એ વાત તદ્દન નિર્વિવાદ હતી. પ્રજામાં અશાંતિની અને ક્રાંતિની જવાળા ભભૂકી ઉઠી. મહામંત્રીએ અને મહારાણીએ રાજાને અનેક રીતે સમજાવવાનો પ્રયત્ન કર્યો. છતાં નિષ્ફળતા સિવાય તે મને કંઈ સાંપડયું નહિ.

નગરશેઠના મકાનના જ ભોંયરામાં સરસ્વતી અને નાગને તેના કુટુંબસહ રાખવામાં આવ્યા હોવા છતાં, તેમને તે વાતની ગંધ પણ આવી નહોતી.

સરસ્વતીના અદ્રષ્ય થવાથી પ્રજામાં ક્રાંતિ પ્રગટયાના સમાચાર સરસ્વતતી અને નાગને મળ્યા હતા તો પણ તે લોકો પ્રકટ થવાની ઇચ્છા ધરાવતાં નહોતાં. નાગે તેનાં કારણો રજુ કરતાં કહ્યું હતું કેઃ “ જો સરસ્વતીને પ્રકટ કરવામાં આવશે તો પ્રજા અગર કાલિકાસૂરી તેનું રક્ષણ

કરવાને અસમર્થ નીવડશે. એ સાથે પોતાનું તેમજ પોતાના આખા કુટુંબનું નિકંદન નીકળી જશે. અને એથી પણ વિશેષ મહત્વનો પ્રશ્ન એ છે કે, રાજાને એથી અભિમાન આવશે. કોઈ પણ સુંદર સ્ત્રીના શિયળનો ભરોંસો રહેશે નહિ પ્રજામાં પ્રકટેલો જુસ્સો બેસી જશે. અનીતિનો જય થશે. એ કરતાં વધુ શ્રેષ્ટ એ છે કે પ્રજાને શાંત પડવા ન દેવા સરસ્વતીને છૂપાવી રાખવાથી જ એ શક્ય બનશે. કાલિકાસૂરી કર્તવ્યમૂઢ બનીને બેસી રહેશે નહિ પ્રજા અને સૈન્ય તેમના પક્ષમાં ઉભાં રહેશે. અધર્મી રાજ્યના નાશ સિવાય ન્યાય, નીતિ કે ધર્મની આશા કેવળ મૃગજળ સમાન છે. રાજ્ય પલટો થયા સિવાય અનીતિમય ગુલામોની શૃંખલાઓ તોડી શકાશે નહિ. અને તે જ કારણે કોઈને પણ જણાવ્યા સિવાય સરસ્વતીએ અહીં ગુપ્ત રીતે રહેવું જરૂરી છે."

નાગના વિચારો એકંદરે સત્ય હતા' જો સરસ્વતી પ્રકટ થાય તો મહાબળવાન રાજાના હાથમાંથી તે છટકી શકે તેમ નહોતી. તેમજ પ્રજાની અને ધર્મની તેમાં હાર હતી. તે કારણે નાગના શબ્દોને માન આપવામાં આવ્યું.

પ્રજાના ઉશ્કેરાટ સાથે ધર્મગુરૂઓમાં પણ ત્રાસની લાગણી પ્રવર્તી ગઈ હતી. સરસ્વતીના રક્ષણ માટે તેમણે ધર્મ ભેદને ત્યાગીને એક્તા સાધી હતી. તે સઘળા એકત્ર થઈને રાજસભામાં ગયા હતા. કાલિકાસૂરિ પણ તેમની સાથે હતા.

રાજસભામાં ગરમા ગરમ ચર્ચા થઈ રહી હતી. રાજા ગંધર્વસેન રાજસિંહાસન પરથી અનેકના અપમાન કરી રહ્યો હતો. મહાસેનાપતિનું તેણે અપમાન કરી નાંખ્યું હતું. મહામંત્રી પણ અપમાન પામ્યો હતો, નગરશ્રેષ્ઠીને મીઠા શબ્દોમાં

કટાક્ષ કરી રહ્યો હતો. નગરના અન્ય આગેવાનોના શબ્દો સાંભળવાને તે તૈયાર નહોતો.

" મારે તમારા કોઈનું સાંભળવું નથી. મેં તમને એક વખત કહી દીધું કે સરસ્વતી મારા તાબામાં નથી. નાગ ક્યારથી અને તેના કુટુંબની સાથે તે અદ્રશ્ય થઈ ગઇ છે. પણ જો તે અહીં હોત તો તેના રૂપને જોયા પછી હું તેને મારા વિલાસ ભુવનમાં લાવ્યા સવાય રહેત નહિ અને અને હજી પણ જો તે મારી નજરે ચઢશે અગર મારા માણ-સોના હાથમાં સપડાશે તો મારા પ્રાસાદમાં આવ્યા સિવાય તેનો છૂટકો નથી, " રાજાના તદ્દન એ ફિકરા શબ્દો સાંભળીને રાજ સભા સ્તબ્ધ થઇ ગઈ. દરેકની આખમાંથી આગ વરસવા લાગી. મહાસેનાપતિ શિશુપાલથી એ શબ્દો સહન થઈ શકયા નહિ. તેણે ઉભા થઇને પોતાની કમ્મરે લટકાવેલી સમશેરનો મૂઠ પર હાથ ફેરવતાં કહેવા માંડયું

" મહારાજ ! અતિશય ક્રોધ અને અવિચારી શબ્દો રાજસભામાં શોભે નહિ. હું રાજસિંહાસનનો સેવક છું. રાજાનો નહિ. મારે મારો ફરજ અદા કરવી જોઈએ. સિંહાસનના પાયા પ્રજાની મમતા અને સૈન્યના બળ પર ટકી રહ્યા હોય છે. ધર્મ અને નીતિ સિંહાસનના બે બાજુના હાથા છે. સૈન્યની ફરજ રાજ્ય, ધર્મ અને પ્રજાનું રક્ષણ કરવાની છે. આપ જેવા અનીતિમય રાજાના વિલાસો પોષવા માટે સૈન્ય પોતાની નીતિને ત્યાગવા તૈયાર નથી. સાધ્વી સરસ્વતી અમને અત્યારે જ મળવી જોઇએ. તેના વિષે બોલેલા અપ-માનીત શબ્દો આપે પાછા ખેંચી લેવા જોઇએ. રાજસભાનું અને ધર્મગુરૂઓનું તમે જે અપમાન કર્યું છે, તે વિષે આપે ખેદ જાહેર કરવો જોઇએ. આમાંનું જો આપનાથી એક પણ

કાર્ય નહિ બને તો આપને બહુ સહન કરવું પડશે. કાલિકાસૂરિ જેવા મહાન નિમિતવેત્તાનું આપે જે અપમાન કર્યું છે તે બદલ દિલગીરી જાહેર કરવી પડશે."

"મહાસેનાપતિ!" વચ્ચે જ રાજા ઘૂરકી ઉઠયો. "તમે રાજાના સેવક છો. રાજ્યના ગુલામ છો. તમારે પ્રત્યેક શબ્દ વિચાર કરીને બોલવો જોઈએ. કોની સામે અને કોને ઉદ્દેશીને તમે બોલો છો, તેનો તમને ખ્યાલ નથી. હવે તમે આગળ પડતો એક પણ શબ્દ બોલ્યા છો તો તમારે તમારો હોદ્દો છોડવો પડશે."

રાજાના અભિમાનને સીમા રહી નહોતી સરસ્વતી હાથમાંથી છટકી ગઈ હતી, તે તેના મનમાં ડંખી રહ્યું હતું. તેમાં પ્રજાએ અડોલિયાના મહેલ આગળ તોફાન મચાવી મૂકયું હતું. તેનો વ્યભિચારી સ્વભાવ એક અક્ષર પણ સહન કરવાને તૈયાર નહોતો.

"મહારાજ! તેવી ધમકી કોઇ સત્તાલોભીને આપજો. મને માનવતાનો અને સ્વાભિમાનનો મોહ છે. મારામાં જો નીતિ અને આત્મ બળ હશે તો આવી અનેક સત્તાઓ મારા ચરણ ચુંબતી આવશે." મહાસેનાપતિએ સ્વાભિમાનથી કહેવા માંડયું: "સત્તા શસ્ત્રો વડે ચલાવાતી નથી, રાજન! સત્તા તો પ્રેમથી અને પ્રભાવથી ચલાવાય છે. આપ સિંહાસન પર બિરાજ્યા છો અને મહાપ્રભાવી કાલિકસૂરિ અઢી વસ્ત્રો ધારણ કરીને આપની સામે બેઠા છે. છતાં પ્રજાના હૃદયમાં માન અને બાહ્ય દ્રષ્ટિની સત્તા આપ કરતાં તેમનાં વધારે છે. આપ મારી સત્તા ખૂંચવી લેશો એથી સૈન્ય અને પ્રજા પરનો મારો પ્રભાવ ઓછો નહિ થાય, મહારાજ!"

"મહાસેનાપતિ! મારે તમારો ઉપદેશ સાંભળવો નથી: હું સિંહાસન પરથી તમને આજ્ઞા કરૂં છું કે, તમારી સેના-

પતિની સમશેર મારા ચરણ આગળ મૂકી દો." રાજા ક્રોધિત સ્વરે બોલી ઉઠયો.

" મહારાજ! આ સમશેર આપના ચરણમાં નહિ ઝુકે. એનું સ્થાન છે સિંહાસનની સમીપમાં, હું તેને સિંહાનની સમીપમાં મૂકું છું." કહી મહાસેનાપતિએ પોતાની સમશેર કમ્મરેથી પટ્ટા સાથે છોડીને સિંહાસન આગળ મૂકી.

" મહામંત્રી!" રાજા વજ્રકુમાર તરફ ફરીને બોલ્યો. " મહાસેનાપતિની સત્તા આજથી ઉપસેના પતિને સોંપી દો."

" મહારાજ! તે કામ મારૂં નથી." મહામંત્રીએકહ્યું.

" ભલે. ઉપસેનાપતિ! તમે આ સમશેર ધારણ કરી લો." રાજા ઉપસેનાપતિને ઉદ્દેશીને બોલ્યો.

" રાજન્! મહાસેનાપતિ પાસેથી આપખુદપણે ખૂંચવી લેવાયેલી સત્તા આપણા રાજ્યમાં કોઇ નહિ સ્વીકારે." ઉપસેનાપતિએ મહાસેનાપતિની સત્તા સ્વીકારવાની નામરજી દર્શાવતાં કહ્યું.

" આજે તમે બધા એક સંપ બનીને આવ્યા છો?" ઉપસેનાપતિના શબ્દો સાંભળીને રાજાને શંકા ઉદ્ભવી.

" રાજન્!" કાલિકાસૂરિ પોતાના આસન પર બેઠા બેઠા બોલ્યાઃ ', તેનો જવાબ હું આપું છું માનવ ધર્મને ન સમજનાર તમે માનવજાતિને નહિ ઓળખી શકો. પ્રજાને અને સૈન્યને પ્રેમથી વશમાં રાખી શકાય છે. અત્યાર સુધીના તમારા બધા શબ્દો હું શાંતિથી સાંભળી રહયો હતો. હવે મારે તમને જવાબ આપવાની જરૂર છે. બાળબ્રહ્મચારીણી સાધ્વી સરસ્વતી વિષે તમે ઉચ્ચારેલા શબ્દો તમારો અને રાજ સિંહાસનનો નાશ કરશે. તમે મને ઓળખી શક્યા નથી. પ્રજાને કે ધર્મગુરૂઓને પણ તમે પીછાની શક્યા નથી.

તમે એમ ન માની લેતા કે ગુલામીના બંધનમાં સપડાયેલી અને શાંતતા સેવતી તમારી પ્રજા સ્વાભિમાન :હિન બની ગઈ છે. તમારું આ છેલ્લું પાપ આજ સુધીનાં તમારાં બધાં પાપોને સજીવન કરશે. પ્રજા જાગૃત બની ગઇ છે. સૈન્યનો પ્રેમ તમે ગૂમાવ્યો છે. ધર્મગુરૂઓના શુભ આશીર્વાદ તમને મલી શકે તેમ નથી. અનીતિમય જીવનમાં પરમાત્માની સહાયને સ્થાન હોતું નથી. આજે બધા માનવ ધર્મના છત્ર નીચે એકઠા થયા છે. તેનો વેગ તમારાથી રોકી શકાશે નહિ.

એ બધું હોવા છતાં, આજે હું તમારી પાસે જવાબ માગવા આવ્યો છું, તમારે મારા પ્રશ્નનો જવાબ આપવો પડશે. મારોજ પ્રશ્ન પ્રજા પણ તેમની ભાષામાં પૂછશે. તેનો જીવાબ પણ તમારે આપવો પડશે, હું નથી ધારતો કે, તમારા જેવો મહાસત્તાધિશ રાજા મારા પ્રશ્નનો જવાબ આપવાની આનાકાની કરે."

"તમારે શાનો જવાબ જોઇએ છે ?" રાજાએ તુચ્છકારતાથી પૂછ્યું.

"એવો તુચ્છકાર તમને ન શોભે, રાજન્! સિંહાસન પર બિરાજનારે તો મોટું મન રાખવું જોઇએ." કાલિકાસૂરિએ કાતિલ શબ્દો સંભળાવ્યા.

"કાલિકાસૂરિ! આ રાજદરબાર છે, તમારૂં જતિ સ્થાન નથી. અહીં મહત્ત્વ વિનાના શબ્દો બોલી શકાતા નથી. તમારે જે પૂછવું હોય તે જલ્દીથી પૂછી લો." રાજાએ કાલિકાસૂરિનું વધુ અપમાન કરતાં કહ્યું.

"રાજસભાના કાનૂનો તમારા કરતાં હું વધારે જાણું છું, રાજન! પણ મારે તે વિષે ચર્ચામાં ઉતરવું નથી.

સાધ્વી સરસ્વતી ક્યાં છે, તે હું જાણવા માગું છું." કાલિક-સૂરિ બોલ્યા.

"એક વખત મેં જાહેર કરી દીધું છે કે, હું પણ સરસ્વતીની શોધમાં છું." રાજાએ જવાબ આપ્યો.

"ખોટું બોલવાની જરૂર નથી. અહીં અને અત્યારે મને સરસ્વતી મળવી જોઈએ." કાલિકાસૂરિએ પોતાનો પ્રભાવ બતાવવા માંડયો.

"એક ને એક જાતનો જવાબ આપવાની મારી ઈચ્છા નથી. ફરીથી એ શબ્દો ન ઉચ્ચારાવા જોઈએ." રાજા કડક સ્વરે બોલ્યો.

"અનીતિમય હુકમને માન આપવામાં આવતું નથી, રાજન ! સરસ્વતી તમારે અમને સોંપવી જ પડશે." કાલિકા-સૂરિના શબ્દોમાં પડકારનો રણકાર સંભળાયો.

"સરસ્વતી મારા તાબામાં નથી. પણ જો તે મારા હાથમાં આવશે તો પણ તે તમને મળશે નહિ: તેનું સ્થાન મારા વિલાસી પ્રાસાદમાં રહેશે." રાજા તદ્દન બેદરકારીથી બોલ્યો.

"બોલતાં પહેલાં વાણી પર કાબૂ રાખો, ગંધર્વસેન ! ઉચ્ચારાયેલા શબ્દો પાછા ગળાતા નથી. તમે જાતે થઈને તમારા વિનાશને નોતરી રહ્યા છો." કાલિકાસૂરિ સતેજ બન્યા.

"કાલિકાસૂરિ !" રાજા ક્રોધમાં બરાડી ઉઠયો." તમે કોના સામે બોલો છો, તેનું ભાન રાખો."

"મારો પ્રત્યેક શબ્દ વિચાર પૂર્વક ઉચ્ચારાતો હોય છે, ગંધર્વસેન ! તમારા જેવા વિલાસી અને લંપટ રાજની સામે બોલવામાં અમારા જેવા સંસારત્યાગીઓને કોઈ જાતનો

ડર હોતો નથી. તમારા જેવા લંપટોને બોલવામાં પ્રતિક્ષણે ભીતિના ભણકારા વાગતા હોય છે. " કાલિકસૂરિના શબ્દો વધુને વધુ તેજ થવા લાગ્યા.

" જતિ ! " રાજાનો હાથ કમ્મરે બાંધેલી સમશેરની મૂઠ પર ગયો.

" ગંધર્વસેન ! " કાલિકસૂરિ પોતાના આસન પરથી ઉભા થઈ ગયા. " તમારાજેવા વિલાસીઓની સમશેરો મ્યાનમાં જ શોભે, એ ન ભૂલતા." બંનેએ એકબીજાને માપી જોવા. થોડી વાર થોભીને કાલિકસૂરિ આગળ કહેવા લાગ્યા. " ગંધર્વસેન ! સરસ્વતીને અહીં હાજર કરવી છે કે, નહિ ? "

" એક વખત તમને કહી દીધું કે તે ક્યાં છે તે હું જાણતો નથી. " રાજાએ કર્કશ અવાજે કહ્યું.

" તો જુઓ. હું તમને સ્પષ્ટ શબ્દોમાં કહી દઉં છું. તમારી માન્યતા હશે કે, જૈન સાધુઓ સંસાર ત્યાગીને કેવળ અઢી વસ્ત્રો પર જ જીવી જાણે છે. અહિંસા સિવાય તેમના ધર્મમા કોઈ મહત્વ હોતું નથી. પણ હું તમને સ્પષ્ટ પણે જણાવી દઉં છું કે, જો અત્યારે સરસ્વતીને હાજર કરવામાં નહિ આવે તો મારા શરીર પરનાં આ અઢી વસ્ત્રોને ત્યાગીને હું ફરીથી સંસારીનાં કપડાં પહેરી લઈશ. થોડાક સમયને માટે હું મારા ધર્મને એક બાજુએ મૂકીને માનવ-ધર્મને રસ્તે ચાલીશ. જો મને સરસ્વતી નહિ મળે તો હું ગર્દભસત્તાને ઉખેડીને ફેંકી દઈશ."

" જતિ ! " ગંધર્વસેન ક્રોધમાં સિંહાસન પરથી ઉભો થઈ ગયો.

" સહનશીલતાને હદ હોય છે. હવે એક પણ શબ્દ

ઉચ્ચારશો તો તમારી જીભ કાપી નાંખવવમાં આવશે. "

" સત્યને ઉચ્ચારતી જીવ્હાને કાપવાની શક્તિ કોઈના માં નથી રાજન ! તમને મારા શબ્દોને સત્યતાના રૂપમાં જોવાની આછી તમન્નાં જાગી હશે, એમ મને લાગે છે. તમારી આંતરિક તમન્નાને પૂરી કરવાની મારી પણ ઈચ્છા છે. તેના પૂરાવા રૂપે મારા દેહ પરનાં અઢી વસ્ત્રોમાંનું દોઢ વસ્ત્ર હું તમારી રાજસભામાં ઉતારી આપું છું એ વસ્ત્રો ગર્દભ સત્તાના ઉચ્ચાટન વિના ન પહેરવાની આજે રાજ-દરબારમાં સિંહાસનની સન્મુખ હું પ્રતિજ્ઞા લઉં છું રાજન્ ! હું જાઉં છું; તમારામાં શક્તિ હોય તો મને રોકવાનો પ્રયત્ન કરજો. કાલિકસૂરીએ રાજ દરબારમાંથી બહાર નીકળવા માટે પગ ઉપડયો.

" જતિ ! " રાજા બે ડગલાં આગળ આવ્યો.

" ત્યાંજ ઉભા રહો, રાજન ! તસ્દી લેવાની જરૂર નથી." કાલિકસૂરિ પ્રતિભા સ્વરે બોલીને આગળ વધ્યા.

" ઉપસેનાપતિ ! જતિને પકડો. " રાજાએ ઉપસેના-પતિને હુકમ કર્યો. તેના મનમાં કાલિકસૂરીનો ડર પેસી ગયો.

" તે મારાથી નહિ બની શકે, મહારાજ ! " ઉપસેના-પતિએ રાજાના હુકમને ન સ્વીકારતાં કહ્યું.

" તમારા કોઈથી નહિ બની શકે. હું જાતે જ તેને અટકાવીશ. " કહી રાજા આગળ વધ્યો. કાલિકાસૂરિને પકડી શકે તે પહેલાં તો ત્યાંના કેટલાંક માણસોએ કાલિકસૂરીને પોતાના વર્તુલમાં સંતાડી દીધાં.

## પ્રકરણ ૧૧ મું

### વિલાસી અડોલિયા વિલાસ મૂર્તિ ઇચ્છે છે

" તમારૂં નામ શું, યુવક!' '

" વિનયચંદ્ર." પૂછનારને શાંતીથી જવાબ મળ્યો.

" વણિક લાગો છો ! "

" જી, હા."

" બોલવામાં આટલી બધી મધુરતા ક્યાંથી મેળવી ?

" સંસ્કારમાંથી."

" તમે સંસ્કારી છો ? "

" તેનો જવાબ વ્યક્તીની મનોભાવના પર અવલંબતો હોય છે."

" મારી મનોભાવના તમને કેવી લાગે છે ? "

" તમે જેવો પ્રશ્ન પૂછ્યો તેવી."

કાળા મહેલના નામે પ્રખ્યાત થયેલા વીલાસી પ્રાસાદના સાતમા માળે મહારાજા ગંધર્વસેનની બહેન અડોલીયા તેની સામે બેઠેલા ત્રીસ વરસના એક સંસ્કારી યુવક તેણીકને ગાઢ

ઝરતા સ્વરે કેટલાક પ્રશ્નો પૂછી રહી હતી. વિનયચંદ્ર પોતાંનાં નયનો નીચાં ઢાળીને નીર્વિકાર પણે યોગ્ય જવાબ આપી રહ્યો હતો.

કાળા મહેલ આગળ એકઠી થયેલી પ્રજામાં આગેવાની સ્વીકારનાર ખૂબ સુરત યુવાન વિનયચંદ્ર અડોલીયાની નજરે પડયો ત્યારથી તેની નજરમાં રમી રહયો હતો. બીજે દિવસે રાજા રાજસભામાં ગયો એટલે અડોલીયાએ પોતાની દાસી પાસે તપાસ કરાવીને તેને બોલાવ્યો.

વિનયચંદ્ર સંકોચાતા હૃદયે અડોલીયાની સમીપમાં હાજર થયો. જ્યારે તે ત્યાં ગયો ત્યારે અડોલીયા સ્થાન કરીને દીલ સાફ કરી રહી હતી, ચારે બાજુએ ગોઠવેલા અરીસામાં તેનો નિઃવસ્ત્ર દેહ જોઈને વિનયચંદ્ર નીચું જોઇ ગયો. તેને સંકોચાતો જોઈને અડોલીયા બોલીઃ " આવો, યુવક! આ તો મહારાજાની બહેન અડોલિયાનો વિલાસી મહેલ છે. અહીં શરમ કે સંકોચન હોય! ફરીને તેણે એકદમ બારીક વસ્ત્ર શરીર પર ઉપવસ્ત્રની પેઠે નાંખ્યું. વીનયચંદ્ર શરમથી સંકોચાઇને ત્યાં જ ઉભો રહયો. અડોલીયાએ તેની પાસે જઈને તેનો હાથ પકડી એક નાનકડા હીરા જડીત હીંચકા પર બેસાડયો અને તેની સામેના ઝૂલા પર તે પોતે બેઠી.

કમલીનીને શરમાવે તેવી કોમળતા અંગોપાંગમાંથી માદકતાનું વાતાવરણ ઉભું કરી રહી હતી. વીનયચંદ્ર સમજી શકયો નહી કે, આ સૌંદર્યમુર્તિના સૌંદર્યનું પાન કરવું કે સૌંદર્યના ઓાળા નીચે આંખને ધોકો દઈ રહેલી વીલાસની પૂતલીને નજરેથી જોવામાં પણ નારીત્વનું અપમાન સમજવું! કામદેવનો ગર્વ ઉતારવાને મથી રહેલા અડોલીયાનાં કામલો-

લુપ નયના, કેવળ વીલાસ માટે જ સર્જાયેલી તેની કોમળ કાયા, માયાવી હાસ્ય માટે કંપ ધારણ કરતા તેના ઓષ્ઠ, આલિંગન માટે સદાય તલપી રહેતા તેના હાથ, કેળના દંડની સ્પર્ધા કરવા માટે સજ્જ રહેતી તેની જંઘાઓ, વિલાસ ભરપૂર મૃદુ સંગીત શ્રવણ કરવાને તત્પર રહેતા તેના કર્ણો અને વીલાસ-વૈભવમાં થનગનતો તેનો આત્મા કાળા મહેલને સંસારથી વિમુક્ત બનાવી રહ્યો હતો. ત્યાંના વાતાવરણને સંસારની કે જગતની પરવા નહોતી. તેને કોઈ પણ જડ કે ચેતન સાથે સંબંધ નહોતો, સિવાય કે જેની અંદર વિલાસની ઝાંખી ન હોય!

વીનયચંદ્ર તદ્દન શાંત પણે બેઠો હતો. તેને પૂછાયેલા પ્રશ્નોના જવાબ આપવા સિવાય તે કંઈ પણ બોલવાની આવશ્યકતા જોતો નહોતો. થોડો સમય થોભીને અડોલીયાએ વાતને ફેરવતાં પૂછ્યું: "તમારા પિતાશ્રી શું કરે છે, વીનયચંદ્ર!

"મારા પિતાશ્રી દેવલોક પામ્યા છે."

"માતાજી?"

"તે પણ દેવલોક પામ્યાં છે."

"ભાઈ બહેન વગેરે કોઈ છે?"

"જી, ના."

"પત્ની?"

"એકાદ વરસ પહેલાં સ્વર્ગે ગઈ."

"અરર!" અડોલિયા લાગણીભર્યા સ્વરે બોલી: "સંસારમાં એકલવાયા બની ગયા છો."

કુદરતને ગમ્યું તે ખરૂં !" વિનયચંદ્રે દુઃખીત સ્વરે કહ્યું. તેને તેનાં આપ્તજનો યાદ આવ્યાં.

" કામ ધંધો શો કરો છો."

" એક શ્રીમંત વણિકને ત્યાં છું."

" કામ શું કરવાનું ?"

" ગૃહવ્યવસ્થા જાળવવાનું."

" મારે ત્યાં ન કરો ? અડોલિયાએ નયનો નચાવતાં પૂછ્યું.

" જ્યાં છું ત્યાં શાંતિ છે."

" મારે ત્યાં શાંતિ નહિ મળે, એમ માનો છો ?"

" એવું માનવાની તકલીફ ઉઠાવવા કરતાં જ્યાં શાંતિ મળે છે, તે સ્થાન ત્યજવાની ભાવના શા માટે સેવવી ?" વિનયચંદ્રથી અડોલિયાના પ્રશ્નના જવાબમાં 'હા' કે 'ના' કહી શકાય તેમ નહોતું, એટલે તેણે જુદી રીતે જવાબ આપ્યો.

" અહીં મળશે તેવી શાંતિ ત્યાં મળતી નહિ હોય !"

" જે શાંતિમાંથી સંતોષ મળે છે, તે સિવાયની બીજી શાંતિની ઇચ્છા શા માટે રાખવી ?"

" યુવાવસ્થાને સંતોષ ન હોવો જોઇએ, વિનયચંદ્ર !" અડોલિયા હળવે હળવે મૂળ મુદ્દા પર આવવા લાગી હતી.

" સંતોષ વિનાની કોઈ પણ અવસ્થા ન હોવી જોઇએ, બહેન !"

' બહેન ' શબ્દ સાંભળીને અડોલિયા ચમકી. તે વિન-

યચંદ્રને વિલાસના ભાગીદાર બનાવવાને ઇચ્છતી હતી. તેટલા માટે જ તેને બોલાવવામાં આવ્યો હતો.

" હું તમારી બહેન છું, વિનયચંદ્ર ? " અડોલિયાએ પ્રશ્ન કર્યો.

" કેમ, બહેન શબ્દ પસંદ ન પડયો ? " વિનયચંદ્રે સામો પ્રશ્ન કર્યો.

" ના." અડોલિયાએ બહેન શબ્દનો અસ્વીકાર કર્યો.

" મારા કરતાં ઉંમરે મોટાં હોત તો, માતા કહેવાની હિંમત કરત."

" અને તમારી માતા બનવાનું પણ પસંદ: નથી માતા કે ભગિની સિવાય બીજો કોઇજ ભાવ સ્ત્રીને માટે પુરૂષના મનમાં ન ઉદ્દ્ભવે ? "

" આ બે સિવાય એકજ ભાવ બાકી રહે છે."

" કયો ? " અડોલિયાએ ઉત્સુકતાથી પૂછ્યું.

" પુત્રીનો. પણ તમે તે પદને માટે લાયક નથી. માટે જ મેં વિચાર પૂર્વક તમને 'બહેન'ના ઉપનામે સંબોધ્યાં હતાં. "

" વિનયચંદ્ર ! હું તો તે ત્રણ સિવાયનો સંબંધ ઇચ્છું છું."

" આવી અર્થ વિનાની વાતોમાં સમય ગૂમાવવા કરતાં સ્પષ્ટ રીતે ખુલાસો કરી નાંખો તો સારૂં." પોતાને અહીં શા માટે બોલાવવામાં આવ્યા છે, તે વિષે કંઇક ઝાંખી વિનયચંદ્રને થવા લાગી.

" હું પણ હવે સ્પષ્ટતાજ ઇચ્છું છું, વિનયચંદ્ર ! "

અડોલિયા પોતાના કાળા ભમ્મર જેવા કેશકલાપ પર હાથ ફેરવતાં કહેવા લાગી. " સ્ત્રી અને પુરૂષમાં જે સંબંધ હોવો જોઈએ, તે સંબંધ હું ઈચ્છું છું. મારે બીજા સંબંધની જરૂર નથી."

" સ્ત્રી અને પુરૂષનો સંબંધ તો પતિ પત્નીનો ગણાય, બહેન! મારે તો બીજું લગ્ન ન કરવાની પ્રતિજ્ઞા છે."

" હું લગ્ન નથી ઈચ્છતી, વિનયચંદ્ર!" અડોલિયા પોતે બેઠેલા ઝૂલા પરથી ઉઠીને વિનયચંદ્ર પાસે જતાં બોલી: " મને તો તમારી સાથેના વિલાસની ભૂખ છે."

આ સાંભળીને વિનયચંદ્ર એકદમ ઉભો થઈ ગયો. અડોલિયા તેની નજીક આવી પહોંચી હતી. ઉઠતી વખતે બંનેના દેહ એક બીજાને સ્પર્શી ગયા. અડોલિયાના દેહમાં ઝણઝણાટી વછૂટી, વિનયચંદ્રના દેહમાં કમ્પ થયો. અડોલિયાએ વિનયચંદ્રનો હાથ પકડતાં કહ્યું: " વિનયચંદ્ર ! કુદરતે અર્પેલું યૌવન વિલાસ માટે જ હોય છે. પુત્ર પ્રાપ્તીની વાંછના, એ પણ વિલાસનું એક અંગ છે. પુરૂષ અને પ્રકુતિનાં સર્જન અકાળે લય પામવાનો યોગ્ય નથી. લગ્ન એ તો કેવળ માનવ જાતિએ ઉભી કરેલી એક મોહક જાળ છે. તમારા જેવા યુવકે પોતાની નિર્દોષ યુવાવસ્થાને અકાળે વૃદ્ધત્વ અર્પવું ન જોઈએ. જેનો દેહ દૂરથી પણ જોવાને માટે અનેક યુવાનો તલસી રહ્યા છે, તેનો દેહ આપ મેળે તમારા ચરણુમાં લોટી રહયો તે. મારી કોમળ જંઘા તમારા શિરનું ઓશીકું બનવાને તલસી રહ્યું છે. હું નથી ધારતી કે તમારા જેવો યુવક મારી માગણીને ન સ્વીકારે ! " અડોલિયાએ સ્પષ્ટ શબ્દોમાં વિનયચંદ્ર પાસે વિલાસની માગણી કરી. વિનયચંદ્રે પોતાનો હાથ અડોલિયાના હાથમાંથી કયારનોય છોડાવી લીધો હતો.

" બ્હેન ! " તે ઉશ્કેરાયા સિવાય શાંત સ્વરે કહેવા લાગ્યો. " આપણે માનવજાતિમાં જન્મ્યાં છીએ, એ ભૂલવું ન જોઈએ. મહારાજા ગંધર્વસેન જેવા ભાઈની સાથેનો અતિશ્વનીય વિલાસ પણ તમને સંતોષ આપી શકતો નથી !

" વિનયચંદ્ર !" શરીર પરથી ખસી જવા પામેલું ઉપવસ્ત્ર સરખું કરતાં અડોલિયા બોલી. " વિલાસને સંતોષ હોતો નથી, હોવો પણ ન જોઇએ. નવીનતાની ઇચ્છા અને તેનો ઉપભોગ, એટલે જ વિલાસી. જગત વિલાસને સ્વીકારે યા નહિ, પણ મારૂં જીવન તો વિલાસમયજ રહેશે."

" પણ, તે ક્યાં સુધી ? "

" વિલાસની ઝંખના પૂરી ન થાય ત્યાં સુધી."

" તમારા જેવી કેટલીયે સ્ત્રીઓએ તેવી ભાવનાઓ સેવી હતી. તેમને પરિણામમાં આકાળે વૃદ્ધત્વ અને અધોગતિ સાંપડયાં છે. તમને તેવી ઇચ્છા છે ? " વિનયચંદ્રે પરિણામ સમજાવીને પ્રશ્ન કર્યો.

" વૃદ્ધત્વ તો ગમે ત્યારે આવવાનું જ છે. અને અધો-ગતિને આપણે માની લીધી છે, વિનયચંદ્ર ! "

અડોલિયા થોડી આગળ વધી. તેણે વિનયચંદ્રના બંને હાથ પોતાના હાથમાં લઈને તરત જ ગાલે અડાડયા. વિન-યચંદ્ર અડોલિયાના ગાલે સ્પર્શેલા પોતાના બંને હાથો પાછા ખેંચી લેતાં બોલ્યો. " બહેન ! બળાત્કારે હાથ ખેંચીને ગાલે હાથ અડાડવા કરતાં એક જ વખત ભાઈ કહો તો હું ખુશી થઈને તમારા ગાલે મારા હાથ ફેરવીશ."

" હું ભાઈ બ્હેનનો સંબંધ નથી ઇચ્છતી, વિનયચંદ્ર ! જેની સાથે હું વિલાસ ભોગવવાને નથી ચાહતી, તેવા ભાઇઓ તો મારે ઘણા છે. મારે તો વિલાસ મૂર્તિ જોઇએ

છે. મેં તમને અવંતીની પ્રજા સાથે જોયા, ત્યારથીજ તમે મારી આંખમાં રમી રહયા છો. હવે તમારાથી છટકી શકાય તેમ નથી." અડોલિયાએ વિશેષ ખુલાસો કરતાં જણાવ્યું.

"હું છટકવાનો નહિં પ્રયત્ન કરૂં તમે ગભરાશો નહિ"

"મારે શા માટે ગભરાવું જોઇએ ? મેં તો તમને વિલાસ મૂર્તિ બનાવવાને તેડાવ્યા છે, ને વિલાસમૂર્તિ બનાવીને જ હું તમને મારી પાસે રાખીશ." અડોલિયાએ વિનયચંદ્રના ચહેરા પર હાથ ફેરવતાં કહ્યું.

"ધાર્યું સદાયે કોનું થયું છે, બહેન ! વિલાસમૂર્તિ કરતાં ભાઈની ઈચ્છા રાખશો તો જલ્દી યશસ્વી થશો."

"વિનયચંદ્ર ! મારી પ્રત્યેક ક્ષણ કિંમતી છે. મારે હવે વાતોમાં સમય વીતાવવો નથી. હું તો હવે એક જ જવાબ માગું છું કે, મારી ઈચ્છાને માન્ય રાખો છે કે નહિ ? " અડોલિયાએ આખરી પ્રશ્ન પૂછયો.

"હું બંધુ બનવા ચાહું છું, વિલાસમૂર્તિ નહિ." વિનયચંદ્ર મક્કમતાથી જવાબ આપ્યો.

"પસ્તાવું પડશે.', અડોલિયાની આંખમાં ચમક આવી.

"કોને, મારે કે તમારે ?" વિનયચંદ્રે પહેલાંની પેઠે શાંતિથી પ્રશ્ન કર્યો.

"હજી પણ કહું છું કે લક્ષ્મી ચાદલો કરવા આવી છે. મોઢું ધોવા ન જાવ."

"તમારા જેવી લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે મોઢું ધોયા સિવાય કેમ ચાલે ?

"વિનયચંદ્ર ! શાંતિને પણ હદ હોય છે !

"હું અશાન્તિને ધારણ નહિ કરૂં, બહેન ! "

"વિનય ! વિનય ! હું ભાન વિહોણી બનતી જાઉં છું!"

"પણ હું સ્વસ્થતા જાળવી રાખીશ. "

વિનયચંદ્ર ધીમે પગલે પોતાની જગાએથી ખસીને બીજી બાજુએ જવા લાગ્યો. અડોલિયાએ તેને થોડે દૂર ગયેલો જોયો દોડી. તે વિનયચંદ્રની નજીક જઇને તેના ગળે બંને હાથ ભરાવતાં આર્દ્રસ્વરે બોલી ઉઠી: “ વિનય ! વિનય ! ”

“ બહેન ! ” વિનયચંદ્ર તેના માથા પર પ્રેમાળ ભાવે હાથ ફેરવતાં બોલ્યો.

એટલામાં એક દાસીએ આવીને સમાચાર આપ્યા કે, “ મહારાજા પધારે છે. ”

## પ્રકરણ ૧૨ મું

### બે પ્રેમીઓ મળે છે.

મહારાણી મદનરેખા અને મહામંત્રી વજ્રકુમારની વાત પર ખાસ લક્ષ આપનાર ચાલાક દાસી સરયૂ બંનેના ભાવ પારખી ગઈ હતી. માળવાની જ રહીશ હોવા છતાં તે સૌરાષ્ટ્રના ગુપ્તચર કુમારગુપ્તની પ્રેમિકા હોવાથી દેશદ્રોહ કરી રહી હતી. રાજમહેલની ક્ષણેક્ષણની હીલચાલ તે તેના પ્રેમીને કહેવાનું ચૂકતી નહિ. રાજરાણીની માનીતી હોવાથી મહેલમાં તેનું માન પણ સારૂં હતું. ગમે ત્યારે ગમે ત્યાં જવાની તે હિંમત કરી શકતી. રાજમહેલનો કોઈપણ પ્રસંગ તેનાથી છૂપો રહેવા પામતો નહિ. તેનું આ કૃત્ય દેશને નુકશાનકર્તા હોવાનું તે જાણતી હોવા છતાં તેનાથી તેના યૌવનની મસ્તી દાબી શકાતી નહોતી.

કુમારગુપ્ત સૌરાષ્ટ્ર નરેશનો ગુપ્તચર હતો. તેણે સરયૂને જોતાંજ પોતાના કાર્યની દ્વિઅર્થી આશા બાંધી. કોઈપણ ધંધા વિના છેલબટાઉ જેવો ફરતો આનંદી યુવાન સરયૂની નજરે ચઢ્યો. આંખ ઓળખાણમાંથી વાણીસંબંધ બંધાયો. વાણીસંબંધમાંથી ગાઢ પરિચય થયો. અને ગાઢ પરિચયમાંથી શુદ્ધ પ્રેમનાં ઝરણાં ઝર્યાં.

કુમારગુપ્ત શિક્ષીત યુવાન હતો. પોતે ઉંચ પ્રકારનું એકાદ કાવ્ય બનાવવાની શકિત ધરાવતો હતો. તેના સહવાસમાં આવેલી સરયૂને પણ તે નાદ લાગ્યો હતો.

અવંતિના રાજકીય સમાચારો કુમારગુપ્ત તરફથી રૂષભદત્તને મળતા હતા. તેણે સિંધુ નદીની પેલી બાજુએ રાજ કરતા શકો સાથે સંબંધ સાધવા માંડયો. ગંધર્વસેન સામે યુદ્ધ કરવાની પોતાની શકિત ન હોવાથી અન્ય શકોની તેણે મદદ માગવા માંડી. પણ અવંતિના રાજાની શકિતનો ઉહાપોહ એટલો બધો થઈ ગયો હતો કે, કોઈપણ રાજા તેની સામે શસ્ત્ર ઉપાડવાની હિંમત કરતો ન હોતો.

આ સિવાય ગંધર્વસેનથી ડરવાનું બીજું એક કારણ બહુ મહત્વનું હતું. તેણે ગર્દભ વિદ્યાની સાધના કરી હતી. તે વિદ્યા બહુ જ ભયંકર હતી. જ્યારે તે ગર્દભ વિદ્યાની સાધના કરતો ત્યારે એક દેવી હાજર થતી. એના આશીર્વાદ વડે તે ગર્દભ–ગધેડા જેવો અવાજ કાઢતો. અને તે અવાજ સાંભળનાર કોઈ પણ વ્યક્તિ તત્કાળ મરણ પામતી. આ કારણથી કોઇ પણ રાજા તેની સામે આંખ પણ ઉંચી કરવાની હિંમત કરતો નહિ.

કુમારગુપ્તે અવંતિના દરેક સમાચાર બનતી તાકીદે રૂષભદત્તને મોકલવા માંડયા હતા. કાળા મહેલ આગળ જમા થયેલું ટોળું, પ્રજામાં ક્રાંતિના ફૂટેલા અંકુરો, મહાસેનાપતિ મહામંત્રી અને નગરશેઠે રાજાની વિરૂદ્ધતાની સેવેલી ભાવનાઓ અને છેવટે મહાસેનાપતિએ છોડેલો હોદ્દો તેમજ કાલિકસૂરિએ ગર્દભ વંશને ઉખેડી નાંખવાની લીધેલી પ્રતિજ્ઞાના સમાચારો પણ તેણે તેના માણસ દ્વારા મોકલાવી દીધા હતા.

અત્યારે તે એક ઉદ્યાનમાં સરયુને મળવા આવ્યો હતો.

તેણે સરયૂને દૂરથી એક વૃક્ષની ડાળી પર બેઠેલી દીઠી. સરયુનું લક્ષ આકાશમાં ઝગમગી રહેલા તારાઓ તરફ હતું. કુમારગુપ્ત બીજા એક વૃક્ષની ડાળી પર ચઢયો. સરયુની નજર પોતાના પર ન પડે, પણ પોતે તેને જોઈ શકે તેવી રીતે તે બેઠો. આજુબાજુના વાતાવરણની નિરીક્ષતા કરીને તેણે એક પદ લલકારવા માંડયું.

" મૌક્તિક માળ સમી કો ધવળ દંતી શોભતી,
કર કમળમાં નાચતી કો શિર વેણી ઓપતી;
શુષ્ક બન્યા ઓષ્ઠો ચુંબન વિના વિરહે જળે,
યૌવન બળે ભડકે અરેરે ! વિરહના દાવા નળે."

કુમારગુપ્તના શબ્દો સરયુના કાને પડયા. સ્વર ઓળખતાં તેને વાર લાગી નહિ. છૂપી નજરે આસપાસ જોવા છતાં તેને કુમારગુપ્ત દેખાયો નહિ. તે ચાલાક હતી. એક વૃક્ષની ડાળ ઝોલાં ખાઈ રહી હતી. તેણે માન્યું કે તે જ ડાળ પર કુમારગુપ્ત બેઠો હોવો જોઇએ. કારણ કે પવનથી પણ ન હાલી શકે તેવી મજબૂત ડાળ વગર પવને હાલવી અસંભવીત ગણાય !

કુમારગુપ્ત સાંભળે તેવી રીતે તે બોલી.

" નયનો વડે નિહાળતા ને મુખ વડે લલકારતા,
સૌંદર્ય ભૂખ્યા પ્રાણીઓ ના કંઈ વધુ વિચારતા;
પતંગ ને માનવ વિષે ફરક કયાં છે જગતમાં ?
નજરે પડયો કંઈ ફરક ચાલાક ને બગભગતમાં ?"

સરયૂના શબ્દો સાંભળીને કુમારગુપ્ત ગમ ખાઈ ગયો. શું આખું જગત સૌંદર્ય ભૂખ્યું જ હશે ? સાચો ગણાતો પ્રેમ પણ સર્વ સાધારણ પ્રેમ પંક્તિમાં પંકાતો હશે !

થોડો સમય તેણે વિચાર કર્યો. સરયૂના શબ્દો અસત્ય ઠરાવવાને એક જ માર્ગ હતો. અને તે એટલે પોતે તેની પાસે ન જવું.

કેટલોય સમય પસાર થવા છતાં સરયૂને ન તો તેના શબ્દોનો જવાબ મળ્યો કે ન તો કુમારગુપ્ત તેની પાસે ગયો. સરયૂ વિચારમાં પડી ગઈ, તેને લાગ્યું કે જરૂર કુમારગુપ્તને મનાવવો જોઈએ. નહિ તો કાંઠે આવેલું નાવ ડૂબી જશે. તે ઝાડ પરથી નીચે ઉતરી. આગળ વધવા તેણે પગ ઉપાડ્યો પણ વિચાર આવતાં તે પગ ત્યાં જ અટક્યો. " પોતે શા માટે નમતા જવું ? " તેણે વિચાર્યું. " કુમારગુપ્તની રાહ થોડો સમય શા માટે ન જોવી ? તે નહિ આવે એમ પણ શા માટે માની લેવું જોઈએ ? "

અને રાહ જોવા છતાં કુમારગુપ્ત આવ્યો નહિ. સમયનો કારણ વિના વ્યય થતો હતો. બને તેમ જલ્દી પાછા ફરવાની જરૂર હતી. તેણે પોતાનો નિશ્ચય ફેરવ્યો.

રૂપગર્વિતા સરયૂ કુમારગુપ્ત પાસે ગઈ, કુમારગુપ્ત ઝાડ પરથી નીચે ઉતર્યો. બંને એક બીજા પ્રત્યે કેટલોયે સમય જોઈ રહયાં. જાણે કુમુદ કૌમુદિનીનાં નયન-મિલન !

" કુમાર ! સરયૂ કુમારગુપ્તનો હાથ પોતાના હાથમાં લઈ પંપાળતાં બોલી.

" સરયુ ! " કુમારગુપ્તે સરયુના માથા પર હાથ ફેરવતાં પ્રેમાળ સ્વરે કહ્યું.. " ઘણાં વરસો નહિ વીતે."

" હૃદય શાંત બનતું નથી." સરયુએ નયનો નીચાં ઢાળતાં કહ્યું.

---

૧ પતંગિયું.

" કર્તવ્યમાંથી જ શાંતિ મળશે." કુમારગુપ્ત બોલ્યો.

" આવા અનુકૂળ સંજોગોમાં પણ તમારા રૂષભદત્ત શા માટે શાંતિથી બેસી રહયા હશે ? "

" સંજોગો હજી દરેક રીતે અનુકૂળ થયા નથી, સરયુ ! "

" પ્રજામાં દૈવત તો આવી ગયું છે, કુમાર ! મહાસેનાપતિએ પોતાનો હોદ્દો ત્યાગ્યો છે. મહામંત્રી રાજાની વિરૂદ્ધમાં છે. નગરશ્રેષ્ઠી રાજાના પક્ષમાં નથી. ધર્મગુરૂઓ સરસ્વતીનું કારણ આગળ ધરીને પ્રજામાં ભળી ગયા છે. મહાપ્રભાવ કાલિકસૂરિ પ્રતિજ્ઞા લઇને ચાલ્યા ગયા છે. આથી વિશેષ અનુકૂળ સંજોગો કયા જોઈએ ! "

" સહુ રાજાની ગર્દભ વિદ્યાથી ડરે છે, સરયૂ ! પણ એક વાત નિશ્ચત થઇ ગઈ છે કે, કાલિકસૂરિ જ રાજાનો અભિમાન ઉતારશે. તેમના સિવાય બીજા કોઈમાં એ શક્તિ નથી." કુમારગુપ્તે સરયુને સમજાવતાં કાલિકસૂરિનું મહત્ત્વ સમજાવ્યું.

" એકલા કાલિકસૂરિ શું કરી શકશે, કુમાર ! "

" સૂર્યનારાયણ એકલા હોય છે, છતાં તેમના સામે કોઈ પણ આંખ ઉંચી કરી શકતું નથી, એમાં પ્રભાવનો સવાલ છે, ગણત્રીનો નહિ. શ્રીકૃષ્ણે પોતાનું આખું સૈન્ય કૌરવોને સોંપ્યું હતું અને પોતે પાંડવોના પક્ષમાં હતા. અઢાર દિવસના મહાભારતના યુદ્ધમાં જય પાંડવોનો થયો હતો. પછી તે તેમની નીતિના કારણે થયો હોય કે શ્રીકૃષ્ણની મદદ વડે થયો હોય, એ પ્રશ્ન અલગ છે શ્રીકૃષ્ણથી પણ વધુ પ્રભાવશાળી કાલિકસૂરિ જેના પક્ષમાં ઉભા રહેશે, તેનો જ જય થશે. તેમના જેવો પ્રખર નિમિત્તવેત્તા આવું ભયંકર

અપમાન સહન નહિ કરે. સદસ્વતીને મેળવ્યા સિવાય તે નહિ ઝંપે. અને સરયુ, એક વાત મારી માન્યતા પ્રમાણે નિર્વિવાદ થઈ ચૂકી છે કે, સરસ્વતીને તારા મહારાજા મેળવી શકયા નથી. ગમે તે કારણથી સરસ્વતી અદૃષ્ય થઈ હોય, પણ તેમાં નાગસારથીનો હાથ હોવો જોઈએ. સરસ્વતીનું હરણ થયું ન હોવા છતાં, તે બહાનાના આધારે ગર્દભવંશની સત્તા અવંતિની ગાદી પરથી ઉખડી જશે." કુમારગુપ્ત બોલ્યો.

"કાલિકસૂરિ વિષેના સમાચાર તમે તમારા નૃપતિને પહોંચાડયા ?" સરયૂએ પૂછયું.

"અહીંથી સંદેશવાહકને રવાના કરી દીધો છે." કુમારગુપ્તે કહ્યું.

"તમને હું બીજા સમાચાર આપું." સરયૂ કહેવા લાગી. "કાલે સવારે ગુપ્ત રીતે મારે અડોલિયાના મહેલમાં જવાનું છે."

"કેમ ?" કુમારગુપ્તે આશ્ચર્ય પૂછયું.

"સરસ્વતી ત્યાં છે કે નહિ, તેની તપાસ કરવા."

"કોના કહેવાથી ?"

"મહારાણીના."

"જાહેર રીતે ?"

"ના. ગુપ્તી રીતે."

"તું તે મહેલથી પરિચિત છે ?"

"તે મહેલના દરેક ભાગની હું જાણકાર છું."

"બહુ કાળજી રાખવી પડશે."

"તે બાબતમાં હું નિષ્ણાત છું."

"કાલે કયારે મલી ?"

"કાલ મલી શકાય તેમ નથી,"

"ત્યારે ?"

"જ્યારે મને વખત મલશે ત્યારે હું તમારા મકાને તમને સમાચાર આપોશ."

"કોઈ જાણી જશે તો ?"

"તમે ગુપ્તચર છો ને હું સ્ત્રી છું. બીજા આપણને કેવી રીતે જાણી શકે ?"

"આપણે બીજાઓની આંખમાં ધૂળ નાંખવાને સમર્થ છીએ, એમ તારૂં કહેવું છે ?"

"મારૂં કહેવું એમ નથી. હું તો જે બને છે તે તમને કહું છું."

"વાહ ! તું તો વાચસ્પતિ નીવડી ને !"

"તમારા સહવાસે."

બનેનાં નયનોમાં હાસ્ય પ્રકટયું. કેટલીક પળો પસાર થયા પછી સરયુએ પૂછ્યું: "હું જાઉં ત્યારે ?"

"બહુ ઉતાવળ છે ?"

"હા. રાણીજી રાહ જોતાં હશે !"

"સમાચાર બધા મેળવતી રહેજે."

"તમે તમારે નીરાંતે નિંદ્રા લેજો." કહી સરયુએ ચાલવા માંડયું. આઠેક ડગલાં ભરી તેણે પાછળ જોયું તો કુમારગુપ્ત એકી નજરે એની તરફ જોઇ રહયો હતો. સરયૂએ તેને જોઇને હાથ ઉંચો કર્યો. કુમારગુપ્ત પણ તેનું અનુકરણ કર્યું. સરયુએ આગળ ચાલવા માડયું. તે દેખાતી બંધ થઈ ત્યાંસુધી કુમારગુપ્ત તે તરફ જોઈ રહયો.

## પ્રકરણ ૧૩ મું

### ભાઇ બહેનનો સંબંધ સમજાય છે

રાજાના આગમનના સમાચાર સાંભળીને અડોલિયા વિચારમાં પડી ગઈ. રાજા રોજ કરતાં વહેલો આવ્યો હતો. વિનયચંદ્રના મનમાં પણ ડર પેસી ગયો. તેને ક્યાંય પણ સંતાઈ જવાની જરૂર હતી. તે આત્મશ્રદ્ધાળુ અને નિડર હતો. મૃત્યુનો ડર રાખ્યા સિવાય તે જીવન જીવતો હતો. પણ કલંક લાગવાની ધાસ્તીથી તેને ડર લાગ્યો. પોતાનું નીતિમય જીવન પ્રજામાં કલંકિત જાહેર થાયતો માતાપિતાના પવિત્ર નામ પર લોકો થુંકે. અડોલિયા તેના કરતાં પણ વધારે ભયભીત બની ગઈ હતી. જો રાજા વિનયચંદ્રને પોતાની પાસે ઉભેલો જુએ તો બંને માટે મૃત્યુ સિવાય કોઈ રસ્તો નહોતો. જીવવું હતું. વિલાસી જીવન જીવવું હતું. હજી તેણે વૃદ્ધત્વ પ્રાપ્ત કર્યું નહોતું. વિલાસના ભોગોપભોગની તેની તમન્ના પૂરી થઈ નહોતી. વિનયચંદ્રને ગમે ત્યાં સંતાડી દેવાની જરૂર હતી.

તેણે વિનયચંદ્રને પોતાની પાછળ આવવાની ઈશારત કરી. વિનયચંદ્ર તેની પાછળ પાછળ જવા લાગ્યો. પ્રજાએ

જે ખંડમાં અડોલિયાને ગુપ્ત રીતે પૂરી હતી તે ખંડ પાસે અને આવી પહોંચ્યાં. અડોલિયાએ વિનયચંદ્રને તે ખંડમાં છૂપાઇ જવાનું જણાવ્યું. વિનયચંદ્રે આનાકાની કર્યા વિના તે ખંડમાં પ્રવેશ કર્યો. અડોલિયાએ તે ખંડને બહારથી તાળું મારી દીધું.

જાણે કંઇજ ન બન્યું હોય તે શાંતિથી રાજાના આગમનની પ્રતિક્ષા કરવા લાગી. સભામાંથી ક્રોધીત બનીને નીકળેલા રાજા તેજ સ્થિતિમાં અહીં આવ્યો હતો. કોઇની તરફ નજર ન કરતાં તે વિરામાસન પર બેઠો. કેવળ એકજ બારીક ડુપટ્ટો ધારણ કરેલી સ્થિતિમાં અડોલિયા તેની પાસે ગઈ.

"ભાઈ!"

તેનો અવાજ સાંભળીને રાજાએ તેની સામે નજર કરી. ઉન્માદ ભરી તેની રસીલી કાયા પ્રત્યે પાંચ સાત પળ સુધી મુગ્ધ નયને જોઈ રહ્યા પછી રાજા ઠંડા સ્વરે બોલ્યો."બ્હેન!"

અડોલિયા ધીરે રહીને રાજાની બાજુમાં બેઠી. રાજાએ અડોલિયાની કેળ સમી નિઃવસ્ત્ર જંઘા પર હાથ ફેરવતાં કહેવા માંડયું. " મારૂં શું થશે ? "

" શી બાબતમાં ? " અજાણુ અડોલિયાએ આશ્વાસન ભર્યા સ્વરે પૂછયું.

" આજે જે કાંઈ બની ગયું છે. તે બાબતમાં."

" ભાઈ! આજે શું બન્યું છે તે હું જાણતી નથી."

આ વખતે વિનયચંદ્રે પોતાની શ્રવણેન્દ્રિયનો ઉપયોગ કરવા માંડયો હતો. તેને જે ગુપ્ત ખંડમાં પૂરવામાં આવ્યો હતો, તે ખંડની વ્યવસ્થા એવી હતી કે અંદરનો માણસ

બહારનું બધું જોઈ શકે તેમજ સાંભળી શકે, બહારનો માણસ અંદરનું કાંઈ પણ જોઈ શકે નહિ તેમજ કંઈ પણ સાંભળી શકે નહિ. તે વ્યવસ્થાનો લાભ વિનયચંદ્રે લેવા માંડયો હતો.

" તું કયાંથી જાણે ! મહાસેનાપતિએ કાલિકસૂરિનો પક્ષ લીધો છે. મહામંત્રી મારી આજ્ઞા ઉઠાવવાને તૈયાર નથી. ઉપસેનાપતિ મારા હુકમને માન આપવા તૈયાર નથી. ધર્મ ગુરૂઓ કાલિકસૂરિના અનુયાયીઓ બનવા લાગ્યા છે. અને કાલિકસૂરી મારૂં હડહડતું અપમાન કરીને–હું તેમને પકડું તે પહેલાં અદ્રષ્ય થઇ ગયા છે." રાજાનું મન નરમ બની ગયું હતું.

" એમાં ડરવાનું શું કારણ છે એવા તો ઘણાયે પ્રસંગો ઉપસ્થિત થાય છે કે, જેનાથી ડરવાની જરૂર ન હોવા છતાં આપણે ડરીએ છીએ. તમે હિંમત રાખો. એવા એક જતિથી ડરવાથી કાંઈ જરૂર નથી " અડોલિયાએ ધીરજ આપા કહ્યું.

" કાલિકસૂરિના શબ્દોમાં મને સત્યતાની ઝાંખી લાગે છે, બહેન ! તે મારા સિંહાસનને ઉથલાવી પાડવા માગે છે. રાજા મહાસેનાપતિ, ઉપસેનાપતિ, મહામંત્રી વગેરે બધાજ એના પક્ષમાં છે. મારો અંતરાત્મા મને કહી રહ્યો છે કે, કાલિકસૂરિના હાથે મારો વિનાશ થશે." રાજા હિંમત હારી ગયો હતો.

" કાલિકસૂરિથી કંઈ થઇ શકે તેમ નથી. તમે થોડો આરામ લો. તમારે આરામની જરૂર છે. " અડોલિયાએ જાતે રાજાના દેહપરનાં વસ્ત્રો ઉતારવા માંડયા. ફક્ત એક જ વસ્ત્ર પર રહેલા રાજાને તેણે પોતાના હિંચકા પર બેસાડયો. તેને સામે ઉભેલી જોઈ રાજાએ તેનો માંસળ દંડ પકડીને

પોતાના ખોળામાં બેસાડી. તદ્દન અમર્યાદિત વિલાસ ભોગવતા ભાઈ બહેન આખા દેશના તિરસ્કારને પાત્ર બન્યાં હતાં, તે વાસ્તવિક હતું ભાઈ બહેનનો અનિચ્છનીય વિલાસે તેમની માનવતાને બાળીને ભસ્મ કરી નાંખી હતી.

રાજાની આંખમાં પ્રસરતા વિકારનો લાભ લેતાં એડોલિયાએ પૂછ્યું: " ભાઈ! સરસ્વતીને ક્યા પ્રાસાદમાં રાખવામાં આવી છે ? "

" સરસ્વતીને મેં કોઈ પણ પ્રાસાદમાં રાખી નથી, એડોલિયા ! " રાજાએ જવાબ આપ્યો.

" એ વિના પ્રજા આટલી ઉશ્કેરાય નહિ. " એડોલિયા મુદ્દા પર આવતી ગઈ.

" પ્રજાની ગેરસમજ થઈ છે."

" હું નથી માનતી. જો પ્રજાની ગેરસમજ થઈ હોય તો સરસ્વતી જાય ક્યાં ?–આ પ્રશ્ન ઉભો રહે છે. "

" મેં તારાથી આજ સુધી કોઈપણ વાત છૂપાવી નથી. આ વાત છૂપાવવાને પણ કંઈ કારણ નથી. મેં નાગસારથીને તેને ઉપાડી લાવવા માટે મોકલ્યો હતો. પણ તેના બદલામાં નાગ, તેનું આખું કુંટુંબ અને સરસ્વતી–બધાં જ અદ્રષ્ય થઈ ગયાં છે જો સરસ્વતી મારા હાથમાં આવી હોત તો તેને અહીંજ લાવત. પણ સરસ્વતી મારા તાબામાં ન હોવા છતાં પ્રજા તેમ માની બેઠી છે. પ્રજાને મારે કઈ રીતે સમજાવવી તે પણ હું સમજી શકતો નથી." રાજાએ એડોલિયાને ખુલાસાથી જવાબ આપ્યો.

" પ્રજાને મનાવવી મૂશ્કેલ છે, ભાઈ ! હવે તો કાલિકસૂરિને પકડયા વિના છૂટકો નથી. " એડોલિયાએ નવો મુદ્દો રજુ કર્યો.

" મેં તેને પકડવાનો પ્રયત્ન કર્યો હતો, પણ તે મારા હાથમાં સપડાય તે પહેલાંજ ક્યાંય અલોપ થઈ ગયા. " રાજાએ કાલિકસૂરિને પકડવાના કાર્યમાં મળેલી નિષ્ફળતા કહી સંભળાવી.

" તમે તમારા અંગત માણસોને હુકમ આપી દો. તેમના હાથમાંથી તે છટકી શકશે નહિ." અડોલિયાએ રાજાને સલાહ આપવા માંડી.

" બહેન ! તારી સલાહ વ્યાજબી છે. પણ તારા જણાવતાં પહેલાં જ મેં મારા અંગત ગુપ્તચરોને તેમની શોધમાં રવાના કર્યા છે. જીવતા અગર મરેલા ગમે તેવી સ્થિતિમા તેમને મારી આગળ રજુ કરવાનો મેં હુકમ કર્યો છે." રાજાએ પોતે વાપરેલી સમયસૂચકતા કહી સંભળાવી.

" તેમને પકડવા મોકલ્યાની અને પકડાય તો પકડાયાની વાત જાહેર થવી ન જોઈએ, એટલું ધ્યાનમાં રાખજો. " અડોલિયા નવા નવા મુદ્દાઓ સમજાવવા લાગી.

" તે બાબતની પણ મેં કાળજી રાખી છે. હું તો હવે સરસ્વતીને અને કાલિકસૂરિને–બંનેને પકડવા માગું છું. " રાજાએ પોતાનાં મનનો ભાવ કહી સંભળાવ્યો.

" થોડા સમય માટે સરસ્વતીને ભૂલી જાવ, ભાઈ !"

" તે નહિ બની શકે, બહેન ! પ્રજા જેના બહાના નીચે ક્રાન્તિની આલેહ પોકારી રહી છે. કાલિકાસૂરી જેના બ્હાના નીચે મારૂં અપમાન કરી ગયા છે, ધર્મગુરૂઓ જેના બહાના નીચે મારા પક્ષમાંથી ખસી ગયા છે અને મહાસેનાપતિ જેવા યોદ્ધાઓ જેના બહાના નીચે પોતાના હોદ્દા ત્યાગવા લાગ્યા છે, તેને હું કદાપિ જતી નહિ કરૂં." રાજાએ તેના હૃદય-માનો વૈરાગ્નિ શબ્દો દ્વારા વર્ણવી બતાવ્યો.

" એક સાથે તમારાથી બધું નહિ બની શકે પહેલાં

તમે કાલિકસૂરિનો રસ્તો કરો, પછી સરસ્વતીનો વિચાર કરીશું." અડોલિયા તેના ભાઈને સમજાવવામાં મક્કમતા દાખવવા લાગી.

" તે અહીંથી પલાયન થઈ જાય તે પછી એમને ? "

" અહીંથી પલાયન થઈ જવું તેના માટે અશક્ય છે."

" કારણ ? "

" ચારે બાજુ તમારા ગુપ્તચરો ફરે છે માટે."

" મારા ગુપ્તચરો ફરતા હોવા છતાં બધાં અદ્રશ્ય થઈ ગયાં ને."

" અદ્રશ્ય થઈ શકે, પણ પલાયન ન થઈ શકે."

" એની ખાત્રી શી ? "

" મારા શબ્દો પર વિશ્વાસ નથી ? " અડોલિયાનું લક્ષ હવે વિનયચંદ્ર તરફ ગયું હતું. આ બધી વાતચીત વિનય-ચંદ્ર સાંભળી ગયો હશે, એમ હવે તેને સમજાવા લાગ્યું.

" ભલે. તું કહીશ તેમ. પછી છે કંઈ ? " અડોલિયાના ગળાની આસપાસ હાથ વીંટાળતા રાજાએ કહ્યું. અડોલિયાએ શાંતિનો શ્વાસ ખેંચ્યો.

રાજાએ અડોલિયાને ઉંચકી. તેના બાહુપાશમા લપા-વામાં આનંદ માણતી અડોલિયાએ પોતાના બંને હાથ તેના ભાઈના ગળાની આસપાસ વીંટી દીધા. જાણે એકાદા નાનકડા રમકડાને રમાડતો હોય તેમ રાજા અડોલિયાને રમાડતો રમાડતો સુંગધી તેલોથી મહેકી રહેલા ખંડમાં લઈ ગયો.

## પ્રકરણ ૧૪ મું

### નગરશેઠ શિશુપાળને મળવા જાય છે

ધનપાળ શેઠના મકાનમાં તેમની પત્ની અને ચંદનબાળા ઘણા કામમાં ગૂંથાયેલાં રહેતાં હતાં. શેઠની ગેરહાજરીમાં ચંદનબાળા ઘણો ખરો વખત સાધ્વી સરસ્વતીની હાજરીમાં ગાળતી હતી. કાલિકસૂરિ અદ્રષ્ય થયાના અને આખા નગરમાં રાજાની વિરૂદ્ધમાં ઉશ્કેરાયેલી લાગણીના સમાચાર ચંદનબાળાએ સરસ્વતીને આપ્યા હતા. સરસ્વતીએ એકાદ વખત દુઃખની લાગણી વ્યક્ત કરી હોવા છતાં સ્ત્રીની કિંમત અંકાવવા માટે કાલિકસૂરિને તેમના રાહે આગળ વધવા દેવાની ઇચ્છા પ્રકટ કરી હતી.

નાગને પણ ઉપરના સમાચાર આપવામાં આવ્યા હતા. તેને વિશેષમાં જણાવવામાં આવ્યું હતું કે, રાજાએ તેને અને તેના આખા કુટુંબને ગમે ત્યાંથી પકડી લાવવા માટે માણસોને રવાના કરી દીધા છે. નાગે તે બાબતમાં ખુલાસો કરતાં જણાવ્યું હતું કે, " મને મારા કરતાં અને મારા કુટુંબ કરતાં સરસ્વતીની વધારે ચિંતા છે, નહિ તો હું ક્યારનોય રાજાની સન્મુખ જઇને ઉભો રહ્યો હોત. જો હું તેની સમક્ષ હાજર થાઉં તો સરસ્વતીની સ્થિતિ વધારે

કેદી થવાનો સંભવ છે અને તેજ કારણે હું આ ભોંયરામાં ભરાઈ રહ્યો છું."

તેના શબ્દો સત્ય હતા. તેની ગુપ્તતાના કારણે રાજાએ એમ માની લીધું હતું કે, 'નાગ અને તેનું કુટુંબ સરસ્વતીની સાથે બીજા દેશ તરફ પ્રયાણ કરી ગયાં હોવાં જોઈએ !

નગરશેઠની બાબતમાં કોઈને શંકા આવવાનું કારણ નહોતું. ચંદનબાળા અને નગરશેઠની પત્ની સિવાય એ વાત કોઈ જાણતું નહોતું. 'રાજાનો નાશ' એ જ શબ્દો દરેકના હૈયે વસી રહ્યાં હતા.

એવા સંજોગોમાં અચાનક એક નવી વાત પ્રજામાં પ્રસરી ગઈ કે, "નગરશેઠને ત્યાં રહેતા વિનયચંદ્રનો પત્તો નથી. નાગને અને સરસ્વતીને મોકલીને પ્રજાપર પોતાની સારી છાપ પાડવા માટે તેણે આગેવાની લીધી હતી. બધાને અવળે રસ્તે દોરીને તે સરસ્વતીને જ્યાં મોકલી આપી હશે ત્યાં તે ચાલ્યો ગયો હોવો જોઇએ." આ અફવાએ ભયંકર રૂપ પકડયું હતું. રાજા પ્રત્યેનો તિરસ્કાર નગરશેઠ પર ઉતરવા માંડયો.

નગરશેઠથી બહાર નીકળવું શરમજનક બન્યું. તેમણે પ્રજાને ઘણી રીતે સમજાવી કે, 'વિનયચંદ્રને હું સારી રીતે ઓળખું છું. તે ચારિત્રવાન યુવક છે. મારો અનુભવ મને ખાત્રીપૂર્વક કરી આપે છે કે, આમાં કંઈ પણ કાવત્રુ રચાયું હોવું જોઇએ. તમે થોડો સમય થોભી જાઓ. હું આ બાબતની પૂરતી તપાસ કરવા માગું છું. હું તમને કાલિકાસૂરિના અને સાધ્વી સરસ્વતીના નામ પર કહું છું કે, જો આઠ દિવસની અંદર હું તમને વિનયચંદ્રની નિર્દોષતા

પૂરવાર નહિ કરી આપું તે મારૂં શિર પ્રજાના ચરણુમાં મૂકીશ.'

નગરશેઠના એ શબ્દોની અસર તત્કાળ પ્રજાપર થવા પામી નહિ, પણ સાંજે મોટી સભામાં ધર્મગુરૂઓએ વિનયચંદ્ર માટે સારો અભિપ્રાય પ્રકટ કર્યો અને નગરશેઠના શબ્દો પર વિશ્વાસ રાખવા જણાવ્યું ત્યારે પ્રજાએ શાંતિ ધારણ કરી.

વિનયચંદ્રની ગુપ્તતા રાજા માટે શ્રેયષ્કર નીવડી. રાજા પ્રત્યે ઉશ્કેરાયેલી પ્રજાની લાગણી ધીમે ધીમે ઓછી થવા લાગી હતી. પ્રજાની લાગણી દૂધના ઉભરા જેવી હોય છે. જો તે લાગણી શાંત પડી જાય તો પ્રજા પહેલાંની પેઠે જાણે કંઈ ન બનવા પામ્યું હોય તેમ વર્તવા માંડે છે.

નગરમાંથી ક્રાંતિના પોકારતા સૂત્રો દમાઈ જવા લાગ્યા. મહાસેનાપતિ શિશુપાળ અને મહામંત્રી વજ્રકુમાર વિનયચંદ્રની ગુપ્તતા વિષે જૂદી જ અટકળો બાંધી રહ્યા હતા. શિશુપાળે વિનયચંદ્રની શોધ માટે અનેક પ્રયત્નો આદરી દીધા હતા. તેની માન્યતા એવી હતી કે જો વિનયચંદ્રનો પત્તો નહિ લાગે તો સરસ્વતીના હરણના બહાના નીચે ઉશ્કેરાયેલી પ્રજા રાજાના વિનાસની વાત ભૂલી જશે. રાજાને તો કોઈ પણ રીતે તેની અનીતિનો બદલો આપવો જ જોઈએ. પ્રજામાં ક્રાંતિની જ્વાળા જો સળગતી હશે તો કાલિકાસૂરીના કાર્યને વેગ મળશે. સમર્થ કાલિકાસૂરિ સિવાય ગર્દભ વિદ્યાના સાધકનો નાશ અશક્ય છે. અને જો આ દૂરાચારી રાજાનો નાશ નહિ થાય તો પ્રજા ધીમે ધીમે નીતિને ભૂલી જશે. રાજાની અનીતિ પ્રજાના વ્યવહારમાં પ્રવેશશે. અને પ્રજાના

વ્યવહારમાં પ્રવેશેલી અનીતિ, અનીતિના નામે ભૂલાઈજઈને વ્યવહહાર કૃત્ય બની જશે.

મહામંત્રીએ પણ આ વિષયમાં મહારાણી મદનરેખા સાથે ચર્ચા કરી હતી. પણ અરાજકતા જેવી દશામાં કોઈ પણ ચર્ચાનો અંત આવતો નોહતો. તેણે એક વખતે રાજ-મહેલની રમતિયાળ અને માહિતગાર દાસી સરયુને ખાનગીમાં પૂછી જોયેલું. પરંતુ અજાણ સરયૂ તે વિષેનો ખુલાસો કરી શકી નહિ. જો તે જાણતી હોત તો પણ કોઈપણ વાત પ્રકટ ન કરનાર અને રાજરમમાં અનેરો ભાગ ભજવનાર દેશદ્રોહી સરયુ તેના પ્રેમી કુમાર ગુપ્તને પૂછ્યા વગર ન કરત.

નગરશેઠે પ્રજાને આપેલી મુદતને પણ ચાર દિવસ વીતિ ગયા હતા. પ્રજાનો રાજા પ્રત્યેનો દ્વેશ ઓછો થઈ ગયો હતો. વિનયચંદ્રની ચર્ચા પણ શાંત પડતી જતી હતી. કાલકાસૂરિ પકડાયા નથી એ પ્રજાની જાણમાં હતું, પણ તે કયાં છે તે અમુક વ્યક્તિઓ સિવાય કોઈ જાણતુ નહોતું

અવનવા બનતા જતા બનાવો રૂષભદત્તને મળતા જતા હતા. કુમારગુપ્ત પોતાનું જાસુસીનું કાર્ય કૂશળતા પૂર્વક કરી રહ્યો હતો. તેને સારામાં સારી સહાય હતી સરયુની. જેમજેમ પ્રજા શાંત થતી ગઈ તેમ તેમ રાજાના હ્રદયમાં પેસી ગયેલો ડર ઓછો થતો ગયો. અડોલિયાએ વિનયચંદ્રને પૂરી રાખ્યો હતો, તે વિષેનો ઈશારો પણ રાજાને કાને પહોંચ્યો નહોતો. સરયુ અડોલિયાના મહેલમાં ગુપ્ત રીતે દાખલ થઈ ગઈ હતી. રાજા સાથેના વિલાસથી અડોલિયા સંતોષાતી નહોતી. રાત દિવસનો અખંડ વિલાસ ઈચ્છતી અડોલિયા રાજાની ગેરહાજરીનાં વિલાસ માટે તરફડતી હતી.

તેને વિનયચંદ્રની પાસે વિલાસની માગણી કરતી હતી સરયુએ જોઇ. તેણે નવું જાણ્યું. પ્રજામાંથી નાશ પામતી ક્રાંતિની લાગણીને ફરીથી ચેતનવંતી કરવાને માટે એ સારામાં સારું સાધન હતું વિનયચંદ્ર સરસ્વતીની પાસે જવા નાસી ગયો નથી પણ તેને અડોલિયા પોતાના વિલાસને પોષવા માટે પૂરી રાખ્યો છે, એ એને અગત્યનું જાણવા મળ્યું વિનયચંદ્ર નીતિવાન છે. એનો પૂરાવો પ્રજામાં પ્રકટ કરવાને શક્તિમાન બની

તે અડોલિયાના ગુપ્ત ભાગ અને રસ્તા જાણતી હતી. કોઇ પણ પળે જો વિનયચંદ્રને એ મહેલમાંની નસાડી મૂકવો હોય, તો તે તેના માટે મૂશ્કેલ નહોતું.

વિનયચંદ્ર પાસે અડોલિયાની વિલાસ ભરી માગણી પ્રતિક્ષણે વધ્યે જતી હતી અને તેની માગણીનો અસ્વીકાર વિનયચંદ્ર નિડર પણે કરી રહ્યો હતો. પ્રતિસ્પર્ધી બનેલાં બંનેના નિર્ધાર મજબૂત પકડે જતા હતા. પરિણામની કોઇને પરવા નહોતી.

નગરશેઠ પણ વિનયચંદ્રની શોધમાં તનતોડ પ્રયત્ન કરી રહ્યા હતા. તેમને વિનયચંદ્ર માટે સંપૂર્ણ વિશ્વાસ હતો. મુત્સદ્દી નગર શ્રેષ્ઠી અનુભવી હતા. અડોલિયાએ પોતાને મળવા માટે મહેલમાં બોલાવવાનું કારણ શોધી રહયા હતા. તેમણે અનુમાન કર્યું કે વિનયચંદ્રના અદ્રષ્ય થવામાં અડોલિયા અગર રાજાનો હાથ હોવો જોઇએ. તેમણે તે રસ્તે શોધ કરવાની શરૂઆત કરી. તેમાં પણ તેમને નિષ્ફળતા મળી.

ઘણા વિચારાન્તે તેમણે શિશુપાળને મળવાનો નિશ્ચય

કર્યો. તેમણે ચંદનબાળાને બોલાવીને કહ્યું કે, " તારી મામીને કહેજે કે હું જૂનામહાસેનાપતિ શિશુપાળને ત્યાં જાઉં છું. આ વાત તમે બધાં ખાનગી રાખજો. પણ જો હું બે પ્રહરમાં પાછો ન આવું તો તમે તેમને ત્યાં મારી તપાસ કરાવજો."

આ પ્રમાણે શેઠાણીને સમાચાર આપવાનું ચંદનબાળાને સમજાવીને તેમણે શિશુપાળને ત્યાં જવાની તૈયારી કરવા માંડી.

જે સમય પસાર થઇ રહ્યો હતો, તે તેમની અને વિનયચંદ્રની આબરૂને લાગનારા કલંકને નજીક લાવી રહ્યો હતો. વિનયચંદ્રની પ્રતિષ્ઠાને અને પોતાની પ્રતિષ્ઠાને ઉજ્વળ રાખવા માટે તેમણે અનેક તર્કવિતર્કો કરવા માંડયા. શિશુપાળને મળ્યા પછી જો જરૂર જણાયતો, મહામંત્રીને મળવું. અને એથી પણ જો જરૂર જણાયતો અડોલિયાની મુલાકાત લેવાનો પ્રયત્ન કરવો. તે જાણતા હતા કે, અડોલિયાની મુલાકાત અશક્ય છે અને વિશેષ પ્રયત્ન કરવામાં આવે તો રાજા તરફથી ત્રાસનો પણ સંભવ છે. છતાં નિષ્કલંકતા સાબીત કરવા માટે તે કોઈ પણ જાતનો ત્રાસ સહન કરવાને તૈયાર થયા હતા.

બહાર જવાનાં કપડાં પહેરીને તે તૈયાર થયા કે તરત તેમની તૈયારી જોઇને શિબિકા વાહકો શિબિકા લઈને દ્વાર આગળ હાજર થયા.

# પ્રકરણ ૧૫ મું

## કાલિકાસૂરિ પ્રયાણની તૈયારી કરે છે

કાલિકાસૂરિની શોધ કરવામાં અનહદ જહેમત ઉઠાવવા છતાં રાજાને યશ મળ્યો નહોતો. ગુપ્ત રીતે તેણે શિશુપાળને ત્યાં પણ તપાસ કરાવી હતી. પણ શિશુપાળનું મકાન પહેલાં પ્રમાણે જ હંમેશા ખુલ્લું રહેતું હોવાથી શંકાને સ્થાન રહેતું નહોતું.

પ્રજા પણ જાણી શકી નહોતી કે કાલિકાસૂરિને ક્યાં સંતાડવામાં આવ્યા છે. ફક્ત ત્રણ જ વ્યક્તિઓ તેમની સંભાળ લઈ રહી હતી. એક હતો શિશુપાળ, બીજા હતો મહામંત્રી વજ્રહેમાર અને ત્રીજો હતો એક મામુલી સૈનિક, કે જેને ત્યાં કાલિકાસૂરિને ગુપ્ત રીતે સંતાડવામાં આવ્યા હતા.

સાહિત્ય, વ્યાકરણ અને મુત્સદ્દીગીરીમાં નિપૂણ બનેલા કાલિકાસૂરિ, શિશુપાળ અને મહામંત્રી ગુપ્તમંત્રણા કરી રહ્યા હતા. મહામંત્રી કહી રહ્યો હતો કે, " દાદા ! કાલિકાસૂરિને માળવાની સરહદમાંથી જેમ બને તેમ જલ્દીથી રવાના કરી

દેવા જોઈએ. મારાથી હવે રાજાનો ત્રાસ સહન થઈ શકતો નથી. કદાચ તમારી પેઠે મારે પણ મારી સત્તા ત્યાગવી પડશે."

"કુમાર !" શિશુપાળ પોતાનાં અનુભવી નેત્રો ઝીણાં કરતાં કહેવા લાગ્યો. "ઉતાવળ કરવાની જરૂર નથી. સૂરિજીને માટે મેં બધી વ્યસ્થા કરી છે. તું ઉતાવળ કરીને તારી સત્તા જતી કરીશ નહિ. રાજાના જ હિતેચ્છુ રહીને આપણે તેની સત્તા ઉખેડી નાંખવાની છે. તારા માટે એક મહત્ત્વનું કાર્ય એ છે કે, જેમ બને તેમ જલ્દીથી વિનયચંદ્રનો પત્તો મેળવવો. જો તેનો પત્તો નહિ લાગે અને તેને પ્રજા સન્મુખ હાજર કરવામાં નહિ આવે તો પ્રજામાં પ્રકટેલી ક્રાંતિ આપોઆપ લય પામી જશે તે કારણે સરસ્વતીની કીર્ત્તિને જો કલંક લાગશે તો કાલિકાસૂરિને માનનારાઓ પ્રતિસ્પર્ધીના પક્ષમાં ભળી જશે. તે સાથે નગરશેઠ ધનપાળની હાંસી થશે. આવાં કેટલાંક કારણોવશાત્ આપણે એ યુવાનની શોધ કરવી જરૂરી છે."

"શિશુપાળજી !" કાલિકાસૂરિએ બધું સાંભળી લીધા પછી કહેવા માંડયું. "મારૂં જ્યોતિષ કહે છે કે, સરસ્વતી કલંક રહિત છે. તેને સજ્જનોનું રક્ષણ મળ્યું છે. અર્થાત મારી માન્યતા પ્રમાણે જ નાગે કોઈ પણ સજ્જનની સહાય વડે સરસ્વતીને સંતાડી હોવી જોઈએ. બીજી એક બાબત મેં જ્યોતિષ વડે શોધી કાઢી છે કે, વિનયચંદ્ર કલંકિત નથી. તેને કોઈ પણ વ્યક્તિએ છૂપાવી રાખ્યો છે. કારણ ગમે તે હોય, પણ મારા માનવા પ્રમાણે તેને સંતાડનાર કોઈ પણ સ્ત્રી છે. ચારેક દિવસની આસપાસમાં તે મૂક્ત થવો જોઈએ. તેની મુક્તિ પ્રજાને વધુને વધુ જવલંજ

બનાવતી જશે. આજે રાત્રે ત્રીજા પ્રહરે જો હું આ નગરી-માંથી પ્રયાણ કરૂં તો ગંધર્વસેનનો નાશ થાય, એવા ગ્રહો છે. મારી ઇચ્છા છે કે—જો તમે અનુમતિ દર્શાવતા હો તો—તે સમયે મારે આ નગરીનો ત્યાગ કરવો."

"દેવ!" વજ્રકુમાર કહેવા લાગ્યો: "તમારા જ્યોતિષના આધારે તમે જે ગ્રહોને તમારા ગમનને અનુકુળ માનો છો, તે જો ખાત્રી પૂર્વક હોય તો તમે જરૂર પ્રયાણ કરો. અહીં અમે અમારો બનતો પ્રયત્ન કરીશું. તમે તમારાથી જેટલું બની શકે તેટલું આગળ ધપાવવાનું ચાલુ રાખો. કારણ કે આ પ્રશ્ન એકલી સરસ્વતીનો નથી પણ આખા નગરનો અને દેશનો છે. જે રાજ્યમાં કોઈ પણ સ્ત્રીનું શિયળ સલામત હોય નહિ, તે રાજ્યનો નાશ થવો જ જોઈએ."

"મહામંત્રી! તમારૂં કહેવું સત્ય છે. પણ એમણે અહીંથી ક્યાં જવું એનો પહેલાં વિચાર કરવાની જરૂર છે." શિશુપાળ કહેવા લાગ્યો. "સૂરિજીએ કહ્યું કે હું જઉં અને તમે કહો છો કે જાઓ, પણ ક્યાં જવું તે નક્કી કર્યા સિવાય તેમનું ગમન ક્યાંથી થઈ શકે!"

"એ બાબતનો મેં નિર્ણય કર્યો છે, શિશુપાળજી!" કાલિકાસૂરિએ પોતાનો નિર્ણય જણાવવા માંડયો. "પહેલો વિચાર મેં સૌરાષ્ટ્રમાં રૂષભદત્તની પાસે જવાનો કર્યો હતો, પણ ઘણા વિચારો-તે મને લાગ્યું કે તે રાજા ગાંધર્વસેનની સાથે યુદ્ધ કરવાનું મનોબળ ધરાવી શકશે નહિ. જે રાજા પોતાની અશક્તિના કારણે ગયેલું રાજ પાછું મેળવવાનો પ્રયત્ન સરખો પણ કરતો નથી, તે રાજા હાથમાં શસ્ત્ર પકડીને રણક્ષેત્રમાં ઉતરે એ મારાથી માની શકાતું નથી. એ પછી મારી નજર સીન્ધુની પેલી બાજુના પ્રદેશ પર ગઈ.

ત્યાંના પ્રહો જોતાં અને સરદારોના સંગઠનનો વિચાર કરતાં તેમના પર મારી નજર ઠરી છે. જો તેમનામાં પ્રાણ પૂરવામાં આવે અને અહીંની સ્થિતિનો ખ્યાલ આપવામાં આવે તો તે લોકો હિંમત કરે. આ કાર્ય માટે મને મારૂં મન કંપે છે. આપણો દેશ આપણે આપણા અંદર અંદરના ક્લેશને કારણે પરદેશીઓને સોંપવાની નિષ્ઠુરતા સેવીએ છીએ તેનો અર્થ રાષ્ટ્રદ્રોહ સિવાય કંઈ જ ન થાય. પણ આપણા માટે બીજો કોઈ ઉપાય નથી. રાજાની આવી અધમ નીતિ જ તેના રાજકુટુંબનો અને દેશનો નાશ ઉભો કરી રહી છે. આપણે પરમાત્મા પાસે આપણા કાર્યની માફી માગવી જોઈએ. અને એ માફીની સાથે આપણે આપણા માનવધર્મને અનુસરવું જોઈએ."

"આપણે માનવધર્મને અનુસરવાનું છે. જો અન્ય વિચારોના વમળમાં આપણે અટવાઈ જઈશું તો આપણાથી કંઈ જ નહિ બની શકે. માટે આપણે આપણો નિર્ણય બદલવો નથી. તમે સીંધુની પેલી પાર જવાની ઇચ્છા રાખો છો, તેમાં કંઈ ખોટું નથી. તે બાબતમાં મારૂં પણ અનુમોદન છે. તમારે અહીંથી કેવી રીતે છટકવું, એજ આપણે વિચારવાનું છે, કારણ કે રાજાના અંગત જાસુસો અને ખુશામદખોરો તમારી શોધમાં વિચરી રહ્યા છે." શિશુપાળે કહ્યું.

"તે માટે પણ મેં વિચારી જોયું છે. અહીંથી જતાં પહેલાં હું મારી દાઢી કાઢી નંખાવીશ. દાઢી વગરનો મારો ચહેરો કદાચ તમે પણ નહિ ઓળખી શકો. બીજું સંસારનો ત્યાગ કરતાં પહેલાં હું પણ રાજકુમાર હતો. એટલે મારામાં કેટલાંક ચાલાક તત્વો અને કાર્ય પદ્ધતિ છે. એ

કારણે ગમે તેવા સંજોગોમાં પણ હું સપડાઈ જવાનો તો છું જ નહિ." કાલિકાસૂરિએ કહ્યું.

ધારાવાસના રાજા વૃજસિંહની રાણી સુરસુંદરીના પેટે કાલિકાસૂરિ [1] અને સરસ્વતીનો જન્મ થયો હતો. ગૃહસ્થાશ્રમમાં કાલિકસૂરીનું નામ કાલકકુમાર હતું અને સરસ્વતીનું નામ સરસ્વતી જ હતું. બંનેએ બાલ્યકાળમાં સારૂં શિક્ષણ સંપાદન કર્યું હતું. સરસ્વતીનું લાવણ્ય અનુપમ હતું. તેના સૌંદર્યની કીર્તિ ચારે તરફ પ્રસરી હતી.

કાલિકાકુમાર અશ્વ પરિષદમાં અને બાણવિદ્યામાં નિપૂણ હતો. એક સમયે ખોરાસન દેશ તરફથી ધારાવાસપતિને કેટલાક અશ્વો ભેટમાં આવ્યા. તે અશ્વોની પરીક્ષા કરવા માટે રાજાએ કાલિકાકુમારને મોકલ્યો. અશ્વોની પરિક્ષા કરી રહયા પછી એક વિશાળ વૃક્ષની નીચે તે આરામ લઈ રહયો હતો. તેની સાથેના માણસો પોતપોતાના કાર્યમાં ગૂંથાઈ ગયા હતા. સંજોગોવશાત્ તે સમયે જૈન ધર્મ પ્રચારક શ્રી ગુણાકરસૂરિ સાથે કાલિકાકુમારનો મેળાપ થયો. તે વખતે થયેલી જ્ઞાનચર્ચામાંથી કાલિકાકુમારનો મોહ સંસાર પરથી ઉતરી ગયો. તેણે શ્રી ગુણાકરસૂરિને પોતાની રાહ જોવાનું જણાવીને પિતાની મુલાકાત લીધી. વજ્રસિંહ રાજાએ અને કુમારની માતાએ દીક્ષા માટે અનુમતિ આપી, કુમારની બ્હેન સરસ્વતીએ પણ પોતાની ઇચ્છા પ્રકટ કરી. રાજાએ અને રાણીએ તેને પણ સંમતિ આપી. તરત માણસોને મોકલીને ગુણાકરસૂરિને નગરમાં બોલાવવામાં આવ્યા. તેમનું યોગ્ય સ્વાગત કરવામાં આવ્યું. કેટલાક દિવસ પછી સારૂં મુહૂર્ત જોઈને કુમાર અને સરસ્વતીને દીક્ષા આપવામાં આવી.

---

૧ મંત્રી ઝવેરીકૃત સમ્રાટ સંપ્રતિના આધારે.

કાલિકાકુમારનું નામ કાલિકાસૂરિ પાડવામાં આવ્યું અને સરસ્વતીનું નામ સરસ્વતી જ રાખવામાં આવ્યું.

ગુરૂ પાસેથી માનવ ધર્મનો અર્થ સમજીને તેમણે તે ધર્મનો ઉપદેશ આપવો શરૂ કર્યો. જગતના અનેક ધર્મોના અનુયાયીઓ માનવધર્મને સ્વીકારવા લાગ્યા. તે ધર્મને સ્વીકારવામાં કોઇ પણ ધર્મને બાધ આવતો નહોતો. કારણ કે તે ધર્મ તો જગતનો ધર્મ છે. તેમાંથી ગમે તેટલા પંથ નીકળે તો પણ તેનું મહત્વ ઓછું થતું નથી.

માળવામાં પણ તેમણે તે જ ધર્મનો પ્રચાર કરવા માંડ્યો. ધીમે ધીમે પ્રજાઓમાં અને ધર્મગુરૂઓમાં તેમના પ્રચારની અસર થવા લાગી. કોઈ પણ ધર્મની નિંદા ન કરવાનું તેમનું ધ્યેય બીજા ધર્મના અનુયાયીઓને પોતાના તરફ આકર્ષવા માંડ્યું. પરિણામે કાલિકાસૂરિ અને સરસ્વતી આખા દેશની નજરે માનવમૂર્તિ જણાવાં લાગ્યાં. સર્વ ધર્મોને સમદ્રષ્ટિથી જોવાની તેમની ઉંચ ભાવના વડે પ્રજા, સૈન્ય અને અન્ય ધર્મગુરૂઓ સરસ્વતીની અદ્રષ્યતા પછી કાલિકાસૂરીના પક્ષમાં ઉભા રહ્યા.

અંતે રાજસભામાં રાજાને પડકાર આપીને કાલિકાસૂરી અદ્રષ્ય થઈ ગયાં. શિશુપાળની સહાય વડે એક વિશ્વાસુ સૈનિકને ત્યાં તે પહોંચી ગયા. અને રાતે ત્રીજા પહોરે અવંતિનો ત્યાગ કરવાનું નક્કી કરવામાં આવ્યું.

"તો પછી સમય વિતાવવો ઠીક નથી. હું તમારા માટે ઘટતો બંદોબસ્ત કરી રાખીશ. તમે આજે રાતે અવંતિનો ત્યાગ કરો." રાજકુમારે કહ્યું.

"સૂરિજી ! હું પણ તમને તે જ પ્રમાણે કહું છું. મારા માણસો વારંવાર તમને મળતા રહેશે. બધા સમાચાર મોકલાવતા રહેશો." શિશુપાળે વજ્રકુમારના કથનને ટેકો આપ્યો.

"ભલે." કાલિકાસૂરી બોલ્યા: "હું હવે જવાની તૈયારી કરૂં છું. તમે જાવ. કારણ કે સમય ઘણો થઈ ગયો છે. કોઈને શંકાનું કારણ આપવું ન જોઈએ." એમ કહીને કાલિકાસૂરી ઉઠયા. તેમની સાથે મહામંત્રી અને શિશુપાળ પણ ઉઠયા. કાલિકાસૂરી અંદરના ભાગમાં ગયા. વજ્રકુમાર અને શિશુપાળ તે મકાનમાંથી બહાર નીકળ્યા.

## પ્રકરણ ૧૯ મું

### સરયૂને બધું જાણવા મળે છે.

અડોલિયાએ વિનયચંદ્રને મનાવવામાં કમી ન રાખી નહોતી. પોતાના સૌંદર્યની, રાજમાં મોટા હોદ્દાની, અઢળક લક્ષ્મીની અને જીવનભર વિલાસની લાલચો આપવા છતાં, વિનયચંદ્ર પોતાના કર્તવ્ય પરથી ચલીત થયો નહોતો. તે તો એક જ વાત કરી રહ્યો હતો કે, ' કહો તો માતા કહું અને કહો તો ભગિની કહું.'

એકલવાયા સમું તેનું જીવન અકારૂં બનવા લાગ્યું હતું. બહારના વાતાવરણ વિષે તે અજ્ઞાત બન્યો હતો. સરસ્વતીનું શું થયું હશે, તે જાણવા માટે તેના મનમાં ઉત્સુકતા પ્રકટી હતી. પોતાની અજ્ઞાતતા વિષે શેઠે શું ધાર્યું હશે, તે તે કલ્પી પણ શકતો નહોતો. દરરોજ એક વખત અડોલિયા તેને બોલાવતી હતી. અનેક જાતની વિનવણીઓ કરતી હતી. છતાં પરિણામ શૂન્ય સિવાય કંઈ પણ આવતું નહોતું. વિનયચંદ્રે પોતાની મુક્તિ માટે એક બે વખત માગણી પણ કરી હતી, પરંતુ તેની માગણીનો સ્વીકાર અડોલિયાની માગણીના સ્વીકાર સિવાય અસંભવિત હતો. આજે પણ અડોલિયા તેને સમજાવી રહી હતી.

" વિનયચંદ્ર ! તમે સમજુ છો. વિના કારણ ખોટી હઠ શા માટે પકડી બેઠા છો ? પરમાત્માએ તમને યૌવન બક્ષ્યું છે. અનેક જાતના વિલાસ ભોગવવાની તમારામાં કુદરતી શક્તિ છે. માગનારને ન મળે તેવા વિલાસના સુંદર સાધનો તમારી આગળ પડયા છે. શા માટે તમારા ખીલતા યૌવનને અકાળે કરમાઈ જવા દો છો? " તાંબુલવર્ણીય ઓષ્ઠને કંપાવતાં અડોલિયા કહી રહી હતી. " મારો દેહ મેં મારા ભાઈ સિવાય કોઇને અર્પ્યો નથી, તે હું તમને અર્પવા તૈયાર થઈ છું. અને તે પણ તમને વિનવીને–તમારા ચરણમાં ધરીને. એક વખત તમે રસ ઝરતા યૌવનનો સ્વાદ લઈ જુઓ. જેના સૌંદર્યની કીર્તિ દેશ પરદેશમાં પ્રસંસા પાત્ર કરી ચૂકી છે, તેનું સૌંદર્ય આજે તમારા દેહ માટે તલસી રહ્યું છે. ફક્ત એક જ વખત તમે તમારો દેહ મને અર્પો."

" બહેન !" વિનયચંદ્ર શાંતીથી કહેવા લાગ્યો. " કુદરતે બક્ષેલું યૌવન વિલાસ માટે નહિ પણ તેણે પોતાની મહત્તાની પ્રતિતી કરાવવા માટે જગત આગળ મૂકેલું એક પ્રતિક છે. સૌંદર્ય ભોગ ભોગવવા માટે નિર્માંયેલું હોય છે. એવી જો તમારી માન્યતા હોય તો તે તદ્દન ભૂલ ભરેલી છે. તે તો પરમાત્માની અગાધ લીલાનું એક અંગ છે. સૌંદર્યમાંથી શાંતિ મળે છે. સૌંદર્યમાંથી પ્રેરણા મળે છે. ને સૌંદર્યમાંથી મોક્ષ મળે છે. તે જ સૌંદર્ય માનવતા સરજાવે છે. તે જ સૌંદર્ય માનવતાનાં મૂલ સમજાવે છે. ને તે જ સૌંદર્ય સંસાર તરાવે છે.

એક જ માતાના ઉદરથી જન્મ પામેલાં તમે ભાઈ બહેન કુદરતના વ્યવહારને ભૂલી ગયાં છો. તમારી ભૂલે

તમને માનવતા ભૂલાવી છે ને ભૂલાઇ ગયેલી માનવતામાંથી તમે માણસ પણ મટી જવા માગો છો.

તમારા ભાઇએ અનેક સ્ત્રીઓનાં જીવન બરબાદ કર્યાં છે. એથી એમને સંતોષ થયો નહિ, એટલે સરસ્વતીનું હરણ કરાવ્યું છે. પણ બહેન! એક વાત ભૂલી ન જશો કે, જગતનાં માનવોમાં પણ પરમાત્માનો અંશ હોય છે, તમારો ભાઈ–બહેનનો નાશ નિર્માણ થઈ ચૂક્યો છે. એમાં તમે તમારી માનવતાને કે તમારા ધર્મને ઓળખી શકશો નહિ. પ્રજા તમારા નાશ માટે તલસી રહી છે. તેને નિમિત્ત જોઈતું હતું. સત્યને હંમેશાં કુદરતની સહાય હોય છે એ વકતવ્યને સત્ય ઠરાવતું નિમિત્ત તેને મળી ગયું છે. બાળબ્રહ્મચર્યનું મહત્વ તમે–ભાઇબહેન સમજી શકશો નહિ. પણ તેનો પરચો તમને થવા માંડયો છે. છતાં તમારી આંખ ઉઘડી શકતી નથી. મારી તમને નમ્ર વિનંતી છે કે, તમે મને મુકત કરો અને તમારા ભાઈ પાસેથી સરસ્વતીને મુકત કરાવો.”

વિનયચંદ્રના પ્રત્યેક શબ્દને અડોલિયા શ્રવણ કરી રહી હતી. ઉંચ ભાવનાથી નહિ પરંતુ વિલાસમૂર્તિના મુખમાંથી નીકળતા શબ્દો માનીને તેને વિલાસ સિવાય કંઇ જ જોઈતું નહોતું એક જ ભાવના પર તે જીવતી હતી. જાતજાતના સુગંધીત પદાર્થો વડે શરીરને માર્દન કરાવીને દેહની કોમળતા ટકાવી રાખતી અડોલિયા વિનયચંદ્ર આગળ મહાત બનતી જતી હતી.

વિનયચંદ્રના બાજુના ખંડની એક નાની જાળીમાંથી સરયૂ આ બધું જોઈ રહી હતી. જોવા સાથે તે બધું શ્રવણ પણ કરી રહી હતી. વિનયચંદ્ર જેવો વિલાસ વિજયી યુવક તેણે આજ સુધીમાં એક પણ જોયો નહોતો. તેને તેના

માટે માન ઉપજ્યું. 'આવા નિષ્કલંક યુવકને માટે જ આવી કસોટી ઊભી થતી હશે!' તે પોતાના મન સાથે બબડી.

"વિનયચંદ્ર!" અડોલિયા માર્દવ સ્વરે બોલી. "મારે તમારી દલીલ સાંભળવી નથી. હું તમારા યૌવનની જ્યોતે જળી રહી છું. મારે શાંતી–ઠંડક જોઈએ છે. તમને આટલી બધી વિનંતીઓ કરવા છતાં જો તમે નહિ માનો તો મારે મારા સ્ત્રી સુલભ સ્વભાવને અનુસરવું પડશે." તેના સ્વરમાં કર્કશતા પ્રવેશવા માંડી.

"તમે ધમકી આપીને તમારી ઇચ્છા પૂરી કરાવવા માગો છો?" વિનયચંદ્રનો અવાજ પણ બદલાવા માંડ્યો. "નાહકની આ હઠને શા માટે વળગી રહ્યાં છો, બહેન! જગતમાં સત્તાથી કે ધમકીથી કોઈ કાર્ય પાર પડતું નથી. અને જો પાર પડે છે તો તે વધું સમય ટકી શકતું નથી."

"પણ હું તમને ક્યાં ધમકી આપું છું!" અડોલિયા પાછી પોતાના અસલ સ્વરને અનુસરતાં બોલી. "હું તો તમને અનેક રીતે વિનવી રહી છું. મારામાં કેવળ વિલાસ જ છે. ધમકી આપવાની કેળવણી મેં લીધી નથી. તે શક્તિ પણ મારામાં નથી. મારા સ્વરમાં વિલાસ છે, સત્તા નથી."

"છતાં સત્તાનો અને ધમકીનો ઉપયોગ કરવા માગો છો, એમને!" વિનયચંદ્ર અડોલિયાને પહેલાના શબ્દોનું ભાન કરાવતાં કહેવા લાગ્યો.

"ના." અડોલિયા બોલી. "તમારી સમજ ફેર થાય છે. મેં તો એમ કહ્યું કે મારે સ્ત્રી સુલભ સ્વભાવને અનુસરવું પડશે. એટલે એનો અર્થ ધમકી કે સત્તાનો ઉપયોગ કરવાનો થતો નથી. હું સ્ત્રી છું. મારામાં સ્ત્રી સુલભ સ્વભાવ હોય એમાં નવાઈ જેવું કંઈ નથી."

" બહેન !" વિનયચંદ્ર હજી પણ બહેન જકડી રહ્યો હતો. " તમારી બુદ્ધિ તમે આવી દલીલોમાં ખરચો છો, કરતાં ઓીત્વ અગર તો માનવતાની મહત્વતાને કાજે ખરચતાં શીખ્યાં હોત તો આજે તમારા ભાઈનું સિંહાસન ડગમગતું થાત નહિ."

" મારે તમારી બીજી વાત સાંભળવી તથી, વિનયચંદ્ર !" અડોલિયાના નાજુક ચહેરા પર કંટાળાની રેખા ફરી વળી. " હું તો મારી માગણીનો તમે સ્વીકાર કરવા તૈયાર છો કે નહિ, તેનો જવાબ માગું છું."

" ના." વિનયચંદ્રની આંખમાં ચમક આવી. તેને અડોલિયાના છેવટના શબ્દોમાં વાઘણની ખૂનસી જણાઈ. પોતાનાં નીચાં ઢળેલાં નયનોઉંચાં કર્યાં. બંનેની આંખો એક થઈ. અડોલિયાથી વિનયચંદ્રની આંખનું તેજ સહન થઈ શક્યું નહિ. તેણે પોતાનાં નયનો નીચાં ઢાળી દીધાં.

થોડી વાર વિશ્રમીને તે અડોલિયા બોલી. " વિનયચંદ્ર ! મારી વિનંતીનો અસ્વીકાર મારા હૃદયને પ્રજાળી રહ્યો છે. જો મારૂં હૃદય બળીને ખાખ થશે તો તેની રાખ તમારા જીવનને બરબાદ કરી નાંખશે. હજી સુધીની તમારા પ્રત્યેની મારી લાગણી તમે જોઇ શક્યા હશોઃ તમારા નિયમીત વ્યવહારમાં કાંઈ પણ જાતની ખલેલ પહોંચી નથી. તમને તમારા સ્નાન માટે યોગ્ય સામગ્રી મળી રહે છે. જમવા માટે હંમેશ પ્રમાણે નિયમીત રીતે ભોજન મળે છે. તમારી દરેક જરૂરીઆત પૂરી પાડવા માટે અને તમારી તહેનાતમાં રહેવા માટે મેં એક નોકર અને એક દાસી આપેલ છે. અને તે છતાં મારી આટલી બધી કોમળ લાગણીને જો તમે ન સમજી શકો તો તેમાં મારો કોઇ દોષ નથી."

"તમારો દોષ કાઢવા જેટલી મેં ધૃષ્ટતા કરી નથી. છતાં પિંજરામાં પૂરાયેલાને સ્વતંત્રતા અર્પ્યાની વાતો કરવી, એટલે કેવળ તેનું અપમાન કરવા બરાબર છે. મને તમે પૂરી રાખ્યો છે, ને મારા માટેની કોમળ લાગણીનો તમે દાવો કરો છો. હું સમજી શકતો નથી કે આવા કાવાદાવા તમારા જેવી વિલાસમાં જીવનની મહત્તા સમજનારી સ્ત્રી ક્યાંથી શીખી હશે!" વિનયચંદ્ર તદ્દન સ્પષ્ટ શબ્દોમાં કહેવા લાગ્યો. "તમે મને તમારા મહેલમાં પૂર્યો છે અને તમારા ભાઈએ આખા દેશની પ્રજાને ગુલામીની જંજીરોથી જકડી રાખી છે. છતાં તમે બંને જણાં નિર્દોષ બનીને બધાની આગળ સ્વતંત્રતા અર્પ્યાની લાગણી વ્યક્ત કરો છો. આમાં તમે કઈ મુત્સદ્દીગીરી દર્શાવવા માગો છો, તે સમજાતું નથી અને એટલું પણ તમે યાદ રાખજો કે, જ્યારે તમારી કોમળ લાગણીઓની દંભી વ્યાખ્યાઓ ખુલ્લી પડી જશે ત્યારે તેના નાશ માટે કોઈને પણ તકલીફ લેવી નહિ પડે."

"વિનયચંદ્ર!" વચ્ચે જ અડોલિયા બોલી ઉઠી. "મને તમારી વાતોમાં રસ નથી. મને તો રસ છે ફક્ત વિલાસમાં." તે હિંચકા પરથી ઉઠી. શરીર પર નાંખેલું બારીક ઉપવસ્ત્ર નીચે પડી ગયું. પોતાના નાજુક દેહને કળામય વળાંક આપતાં તેણે નમીને તે ઉપાડી લીધું. તેની નિઃવસ્ત્રતા માટે તેને બિલકુલ સંકોચ થતો નહોતો. વિનયચંદ્ર તરફ આગળ વધતાં તેણે તે વસ્ત્ર પોતાના દેહ પર નાંખતાં આગળ કહેવા માંડ્યું. "હું તો તમને—તમારા દેહને ઇચ્છું છું. મારી વિનંતીઓનો અસ્વીકાર થઈ ચૂક્યો છે. હવે જો તેનો અનાદર થવા પામશે તો પરિણામ કલ્પવું મુશ્કેલ છે."

"મને પરિણામની દરકાર નથી, અડોલિયા !" પહેલ વહેલી તેણે તેને અડોલિયાના નામે સંબોધતાં કહેવા માંડયું.

"તેવા પરિણામ માટે હું હંમેશાં તયાર રહું છું. મારે તો ફકત મારી નિષ્કલંકતાની જ કાળજી રાખવાની હોય છે. એથી વિશેષ હું કોઈ જાતની દરકાર રાખતો નથી. જ્યારે તમારા મહેલ આગળ હું પ્રજાને ક્રાંતિકારી બનાવીને આવ્યો હતો, ત્યારે જો મેં મારા ભવિષ્યના પરિણામનો વિચાર કર્યો હોત તો હું કે પ્રજા તમારા મહેલ આગળ આવી શકત નહિ. મને મારા પ્રાણની પરવા નથી. અને એટલું પણ તમે યાદ રાખજો કે જો મને કંઈ પણ થયું છે તો તમારો મહેલ બળીને ખાખ થઈ જશે. તમારી વિલાસની ભાવનાઓ અને મહેચ્છાઓ અપૂર્ણ રહી જશે. આખું રાજકુટુંબ ત્રાસ ત્રાસ પોકારી જશે અને તમારા ભાઈને કમોતે મરવું પડશે. હજી સુધી તમે ક્રાંતિને જોઈ નથી. ક્રાંતિના દાવાનળ આગળ જગતની કોઈ પણ સત્તા ટકી શકી નથી અને ટકી શકશે પણ નહિ."

"તમારી ક્રાંતિની વ્યાખ્યાઓ તમે મારા ભાઈને અને રાજકારણમાં ભાગ લેનારને સંભળાવજો. મને તે વિષય સાથે નિસ્બત નથી." અડોલિયાની વાણીમાંથી મૃદુતા નષ્ટ થતી જતી હતી. "તમારા માટે બીજો કોઈ રસ્તો નથી. જ્યાં સુધી તમે મારી ઇચ્છાનો સ્વીકાર નહિ કરો ત્યાં સુધી તમારે એ ખંડમાં પૂરાઈ રહેવું પડશે."

"ભલે." વીનયચંદ્ર બોલ્યો. "ચાલો. હું પણ હવે બોલીને કંટાળી ગયો છું. મારે આરામની જરૂર છે." કહી

તેણે તેને જે ખંડમાં રાખવામાં આવતો હતો તે ખંડ તરફ જવા માંડયું. અડોલિયા હતાશ બનીને તેની પાછળ જવા લાગી.

અત્યાર સુધીનો વાર્તાલાપ સરયુ સાંભળી રહી હતી. બંનેના હાવભાવ પણ તેની નજરે પડયા હતા. તેમને પોતાના ખંડ તરફ આવતાં જોઈને તે એક બાજુએ સરકી ગઈ.

## પ્રકરણ ૧૭ મું

### ધનપાળ શેઠ વ્યર્થ મુલાકાત લે છે

કાલિકાસૂરિની સાથે છેલ્લો વાર્તાલાપ કરીને જ્યારે શિશુપાળ ઘરે આવ્યો ત્યારે તેને સમાચાર મળ્યા કે, 'કોઇ એક સ્ત્રી મળવા આવી હતી. નામ પૂછ્યું હતું પણ તેણે તે વિષે મૌન ધારણ કર્યું હતું. જતાં જતાં એટલું કહેતી ગઇ હતી કે, જો વખત મળશે તો બે ચાર દિવસમાં ફરીથી મળી જઇશ.'

આ સમાચાર શિશુપાળને માટે નવા હતા. કોઇ પણ છોકરી સાથે તેને ઓળખાણ નહોતી. અને વિશેષમાં એણે નોકરી છોડી દીધી હતી એટલે તેને ત્યાં કોઇને આવવાની જરૂર પણ રહેતી નહોતી,

તે ભોજન વગેરેથી પરવારીને આરામ લેવા માટે વિચારી રહ્યો હતો એટલામાં તેના અનુચરે સમાચાર આપ્યા કે, "નગર શ્રેષ્ઠી ધનપાળ શેઠ મળવા માટે પધાર્યા છે."

શિશુપાળ વિચારમાં પડી ગયો. કોઇ દિવસ નહિ ને આજે નગરશ્રેષ્ઠી શા માટે આવ્યા હશે? પોતે સત્તા પર પણ

નહોતો. તે ધનપાળ શેઠને લેવા માટે સામો ગયો. તેને સામો આવતો જોઇને શેઠ ઉતાવળા પગલે ચાલવા લાગ્યા. નજીક આવતાં જ શિશુપાળ બોલી ઉઠયો: “ શેઠ! આજે આપનાં પગલાં ! ”

“ હા. મહાસેનાપતિજી ! ” શેઠ શિશુપાળનો હાથ પોતાનો હાથમાં રાખીને અંદર જવા લાગ્યા. “ મારા માટે તે વિના છૂટકો નહોતો.”

“ શેઠ ! ” શિશુપાળ અને ધનપાળ શેઠ બેઠક ખંડમાં આવી પહોંચ્યા હતા. શિશુપાળે શેઠને એક આસન પર બેસાડીને બેસતાં કહેવા માંડયું. “ હવે મને મહાસેનાપતિ કહેવાનો ન હોય ! હું તો તમારાજેવો એક પ્રજાજન છું.”

“ સેનાપતિજી ! ધનપાળ શેઠ કહેવા લાગ્યા. “ મુગટ કાઢી નાંખેલા હીરાની કિંમત ઓછી થતી નથી. તમે તમારો હોદ્દો છોડયો છે, એથી કંઇ પ્રભાવ ઓછો થતો નથી.”

“ તમારા જેવાઓની મીઠી નજર છે, એ મારા માટે સંતોષ કારક છે.” શિશુપાળ બોલ્યો. “ શી આજ્ઞા છે. શેઠ ! ”

“ આજ્ઞા શી હોય ! હું તો આપની સલાહ અને મદદ માટે આવ્યો છું.” ધનપાળ શેઠની વણિક ભાષામાંથી મીઠાશ ઝરવા લાગી. “ સરસ્વતીના અદ્રષ્ય થવાથી આખા નગરમાં હાહાકાર વ્યાપી ગયો છે. પ્રજામાં ક્રાંતિની જ્વાળા સળગી ઉઠી છે. અને જ્વાળાને પ્રકટાવનાર વિનયચંદ્ર અલોપ થઇ ગયો છે. પ્રજા તેની ધગશ અને આદર્શતાને ભૂલી જઇને તેને કલંકિત માનવા લાગી. છે. પ્રજા માને છે કે વિનયચંદ્ર સરસ્વતીને આગળથી કયાંક મોકલાવી દઇને પાછળથી પોતે

આવ્યો ગયો છે. સરસ્વતીના હરણનો દોષ રાજા પર હતો. તેના બદલે તે બધો દોષ હવે વિનયચંદ્ર પર આવી પડ્યો છે. તેના કારણે મારા શિર પર ભયંકર મૂશ્કેલી આવી પડી છે. મેં પ્રજાને વચન આપ્યું છે કે, હું વિનયચંદ્રને ગમે ત્યાંથી આઠ દિવસમાં લાવી આપીશ. કારણ કે તે નિ-ર્દોષ છે. તેની નિર્દોષતા જાહેર કરવાનું મેં બીડું ઝડપ્યું છે. જો તેમાં હું નિષ્ફળ નીવડું તો પ્રજા સમક્ષ મારૂં માથું આપવાનું મેં જાહેર કર્યું છે. મુદતનો સમય પૂરો થવા આવ્યો છે હજી સુધી વિનયચંદ્રનો પત્તો નથી. મારે શું કરવું તે પણ સમજાતું નથી."

"શેઠ !" ધનપાળનું બધું કહેવું શાંતિથી સાંભળી લીધા પછી શિશુપાળ આશ્વાસન આપતાં કહેવા લાગ્યો. "એમાં તમારે ગભરાવાનું કંઈ કારણ નથી. જો તમે અને વિનયચંદ્ર નિર્દોષ હશો, તો કુદરત તમને જરૂર સહાય કરશે. જગતનો વ્યવહાર કેવળ અન્યાય પર જ ચાલતો નથી. કોઈ કોઈ વખતે તેને નીતિથી પણ ચાલવું પડે છે. તમારો વિનયચંદ્ર ગુમ થયો છે, તેની જેટલી શોધખોળ તમે કરી રહ્યા છો, તેથી અધિક અમે પણ કરી રહ્યા છીએ."

"પણ, સેનાપતિજી!" ધનપાળશેઠ કહેવા લાગ્યા. "શોધમાંને શોધમાં મારી મુદત પૂરી થાય તો મારા વચનની ખાતર મારે મારૂં માથું પ્રજાની આગળ ઉતારી આપવું જોઈએ. એ પછી વિનયચંદ્ર જાહેર થાય અને તેની નિષ્ક-લંકતા પૂરવાર થાય તો પણ મારા માટે તો તે વ્યર્થ છે."

"તમારે માથું આપવું નહિ પડે. શેઠ !" શિશુપાળ કહેવા લાગ્યો. "તમારો વિયચંદ્ર જ્યાં છે ત્યાં સુરક્ષિત છે.

તેની નિષ્કલંકતા અને સરસ્વતીની પવિત્રતા પ્રજા સમક્ષ પૂરવાર થશે. મહામંત્રી પણ વિનયચંદ્રની શોધમાં છે. માટે તમે ઘેર જઈને આરામ કરો."

"મને ખોટું આશ્વાસન આપવાથી શો ફાયદો ; " ધનપાળ શેઠ કહેવા લાગ્યા. "ખોટી આશાઓમાં ને આશાઓમાં ચિંતાગ્રસ્ત રાખવા કરતાં મને સત્ય ખુલાસો જણાવી દો એ સારૂં છે. વિનયચંદ્ર ક્યાં છે તે તમે જાણો છો. શેઠાણી અને મારી ભાણેજ ચંદનબાળા પણ તેની ગુપ્તતાને કારણે ઉદ્વિગ્ન રહે છે."

"તમારા જેટલી બલ્કે તેથી વધારે શોધ અમે કરી રહ્યા છીએ. કારણ કે અમને તેની બહુ જરૂર છે. પ્રજામાંથી ક્રાંતિનો પ્રવાહ શાંત પડતો જાય છે. તેને ગતિમાન રાખવા માટે વિનયચંદ્રની જરૂર છે. આપ શાંતિથી ઘેર જાવ તમને તમારો વિનયચંદ્ર જરૂર મળી રહેશે." શિશુપાળે ધનપાળ શેઠને જવાનું સૂચવતાં કહ્યું.

"ભલે." શેઠ ઉઠતાં ઉઠતાં બોલ્યા. આવતી વખતે તેમણે ઘણા વિચારો ગોઠવ્યા હતા. શિશુપાળને કડક શબ્દો કહીને સતેજ કરવા માગતા હતા. વિનયચંદ્ર પોતાને કેટલો પ્રિય છે અને પ્રિય જનને માટે માણસ કેટલો ઝૂરે તેનો ખ્યાલ આપવાની તેમણે ઈચ્છા સેવી હતી. પણ શિશુપાળની સન્મુખ તે કંઈ પણ બોલી શક્યા નહિ. એક જ વાતને તેમણે અનેક વખત વર્ણવી, પણ જે કહેવા માટે આવ્યા હતાં તે તેમનાથી કહી શકાયું નહિ.

"મારા માટે એની ભાળ કઢાવજો."

" તે માટે તમે નિશ્ચિંત રહેજો." શિશુપાળ પણ શેઠની સાથે ઉઠીને બોલ્યો.

બંને દરવાજા તરફ જવા લાગ્યા. શેઠે વધારે પૃચ્છા કરી ન હોવા છતાં તેમનું વલોવાતું નિર્દોષ દિલ શિશુપાળ સમજી શકયો હતો. દરવાજા પાસે આવીને શિશુપાળે શેઠને કહ્યું. " પધારજો. "

" હા. " શેઠે ટૂંકામાં જવાબ આપ્યો. શિશુપાળ પાછો ફર્યો. શેઠ પોતાની શિબિકામાં પ્રવેશ્યા.

## પ્રકરણ ૧૮ મું

### એ કોણ હશે ?

રાજાની ચિંતામાં થોડો થોડો ઘટાડો થવા માંડયો હતો. નગરનું વાતાવરણ ધીમે ધીમે અસલ રૂપ પર આવતું જતું હતું. વ્યવહારમાં પડેલી ખલેલ અને પ્રજાનું બદલાયેલું માનસ મૂળ સ્વરૂપે આવી પહોંચ્યા હતાં. સરસ્વતીની ચર્ચા પણ ઓછી થતી જતી હતી.
સમયના વહેણ સાથે પ્રજાની માણસની પ્રવૃત્તિઓને સતત ઉત્સાહ માગતો રહે નહિ તો તે પ્રવૃત્તિઓ વિલય પામી જાય છે.

ગંધર્વસેનના રાજ્યકાળમાં બે વખત ક્રાંતિની જવાળા ફાટી નીકળી હતી. પહેલી જવાળા હતી તેના સિંહાસનારૂઢ વખતે. પણ તેમાં સ્ત્રીનું અપમાન નહોતું. રાજ્યના કાવાદાવાને સંમત થતા શિશુપાળે તેને સારી મદદ કરી હતી. પ્રજાના રક્ત વહાવ્યા વિના તેણે તેને શાંતિથી સમજાવીને શાંત પાડી હતી. બીજી જવાળા હતી સરસ્વતીના હરણને કારણે પ્રજળેલી. તેમાં હતી ધર્મની અને સ્ત્રીની અપમાનજનક સ્થિતિ. શિશુપાળે તે ક્રાંતિને દાબી દેવાની ઇચ્છા કરી નહિ.

રાજાએ મહામંત્રી વજ્રકુમારને પોતાના પક્ષમાં રાખવા નો પ્રયત્ન કર્યો. વજ્રકુમારે મલયકેતુને કહિને મહાસેનાપતિનો ખાલી પડેલો હોદ્દો સ્વીકારાયો. એ કારણે તે રાજાને વધારે જરૂરી જણાયો. વિનયચંદ્ર નાસી ગયો છે, એવી વાતો રાજાને કાને આવવા લાગી તેના ખુશામતખોરોએ સરસ્વતી માટે ખોટી અફવાઓ વહેતી મૂકી. વિનયચંદ્ર નાસી ગયો છે, એ વાત સાચી કે ખોટી તે જાણવા માટે રાજાએ મહામંત્રીને બોલાવીને તે વાત ચર્ચવા માંડી.

" તે શા કારણથી નાસી ગયો હશે ? " રાજાએ મહા-મંત્રીને પ્રશ્ન કર્યો.

" શી રીતે સમજી શકાય મહારાજ ! " મંત્રીએ કહ્યું.

" તમને ખબર ન હોય એમ બને ખરૂં ! "

" અને ખબર હોવી જ જોઈએ, એવું પણ થોડું હોય છે, મહારાજ ! " મહામંત્રીએ તેવો જ જવાબ આપ્યો.

" તમને એવી વાતોની ખબર હોવી જોઈએ એમ હું કહેતો નથી. પણ તમે તે જાણતા હોવા જોઈએ એ મને લાગે છે." રાજાએ ખુલાસો કરતાં પૂછ્યું.

" મને ખબર નથી, મહારાજ ! તે એકાએક અદ્રષ્ય થઈ ગયો છે અને નગરશેઠ તેના માટે ચિંતાગ્રસ્ત રહે છે, એટલું મને મારા જાસુસો તરફથી જાણવા મળ્યું છે. " મહામંત્રીએ કહ્યું.

" ઠીક જવાદો તે વાત." રાજાએ વાત બદલતાં કહેવા માંડયું. " કાલિકાસૂરિના કંઇ સમાચાર મળ્યા કે નહિ ? "

મહામંત્રીને ખાત્રી હતી કે રાજા ગમે ત્યારે આ પ્રશ્ન કરશે. તે માટે તે તૈયાર હતો." ઘણા પ્રયત્નો છતાં તેમની ભાળ મળતી નથી. "

" મહામંત્રી ! દેશના કોઇ પણ ભાગમાંથી ગમે તેવા ગુન્હેગારને પકડી પાડનાર તમે અને તમારા જાસુસો કાલિકાસૂરિ માટે શા કારણે કાને હાથ મૂકો છો, તે સમજાતું નથી." રાજા જાણતો હતો કે રાજ્યના ગમે તેવા ભયંકર ગુન્હેગારને પકડી પાડવામાં મહામંત્રી અને તેના કાબેલ જાસુસો પ્રખ્યાત હતા. " તે અવંતિમા છે એ વાત નિર્વિવાદ છે. છતાં તમે લોકો તે વાતને છૂપાવવાને પ્રયત્ન કરી રહ્યા છો. "

" આપને અમારા પર શંકા છે મહારાજ ?

" અમાં શંકાનો પ્રશ્ન નથી. તમે રાજ્યના મહામંત્રી છો. રાજની રાજકુટુંબની અને પ્રજાની જવાબદારી તમારા શિરે હોય છે કાલિકાસૂરિ રાજના ગુન્હેગાર છે. તમારી પ્રથમ ફરજ છે કે તેમને ગમે ત્યાંથી પકડીને હાજર કરવા જોઇએ. ભર સભામાંથી તે દરેકની નજર ચૂકાવીને ચાલ્યા ગયા. તેના જેવું કલંક આપણા માટે-રાજ માટે બીજુ કોઈ પણ નથી. તમે રાજની જવાબદાર વ્યક્તિ છો. ગમે ત્યાંથી તમે તેમને પકડી લાવો. " રાજાએ મહામંત્રીને કાલિકાસૂરિને પકડી લાવવા દરેક જાતની ભલામણ કરી.

" મહારાજ ! કાલિકસૂરિ અવંતિમાં જ છે, એમ આપ કહો તે મારા માનવામાં આવતું નથી. મારા જાસુસોએ દરેક પ્રકારે તેમની શોધ કરી છે. તેમના જણાવ્યા પ્રમાણે કાલિકાસૂરિ અવંતિમાંથી નીકળી ગયા છે. " મહામંત્રી બોલ્યો.

" અવંતિમાંથી જશે તો પણ માળવામાં તો રહેશે જ ને ! " રાજાએ કલ્પના દોડાવી.

" એમ કેમ માની શકાય પ્રભુ ! " મહામંત્રી રાજા

સાથે મીઠાશથી વર્તી રહ્યો હતો. તે સિવાય રાજાના નાશ માટે બીજો કોઇ દેશ જ નથી ?"

"પણ આપણી સામે માથું ઉંચકી શકે તેવો એક પણ દેશ મારી જાણમાં નથી." રાજાએ પોતાની સત્તાનો ગર્વ કરતાં કહ્યું.

"આપની જાણમાં ન હોય એટલે બીજા દેશો સશક્ત નથી, એમ થોડુંક માની લેવાય !" મહામંત્રીએ રાજાના ગર્વને ડામ્યો.

"એમાં માનવાનો સવાલ નથી મહામંત્રી ! જો બીજો કોઈ પણ દેશ આપણા દેશ કરતાં સશક્ત હોત તો આપણી સામે માથું ઉંચકયા સિવાય રહેત નહિ." રાજાએ દલીલ કરી.

"અશકત દેશને વિના કારણ ન ભક્ષી જવાની સશક્ત દેશની નીતિને આપણે અશકત માનીએ, એ ગેરવ્યાજબી છે." વજ્રકુમાર રાજાને બહારની દુનિયાનું વાતાવરણ જણાવવા લાગ્યો.

"અશકતને સશકત ન ભક્ષે, એ તદ્દન અસંવિત છે. શિકારી પશુઓ નાના અને અશકત પશુઓનો શિકાર કરીને પોતાનો નિર્વાહ ચલાવે છે. સબળ રાજા અબળ રાજાની પાસે પોતાની સત્તા કબુલ કરાવે છે. મોટો અમલદાર નાના અમલદાર પર પોતાના હુકમ ચલાવે છે. મોટા સમુદ્રો નાની નદીઓને પોતાના ઉદરમાં સમાવી દે છે. આમાં તમે કહેલી નીતિ કયાં આવી ?"

"એથી એનો અર્થ એવો નથી થતો કે એકાદ સિંહ પાસેથી પસાર થતું હરણ સુરક્ષિત રીતે જઇ શકે તો તે

સિંહ હરણ કરતાં અશક્ત હોય!" મહામંત્રીએ રાજાની દલીલને તોડી પાડતાં કહ્યું.

"તમે તો દલીલોમાં ને દલીલોમાં જ મને દાબી નાંખો છો." રાજાએ વજ્રકુમારની દલીલ સાંભળીને કહ્યું. "હવે આપણે એ વાત જવા દઈએ. તમે કાલિકાસૂરીને ક્યારે પકડી લાવશો તે કહો એટલે થયું."

"હું પ્રયત્ન કરી રહ્યો છું, મહારાજ! ખાત્રી કેવી રીતે આપી શકાય?" એ જ ટૂંકાં વાક્યોમાં મહામંત્રીએ જે કહેવું હતું તે કહી દીધું.

"તો પછી મારે શું સમજવું?" રાજાએ પ્રશ્ન કર્યો.

"કયી બાબતમાં?"

"કાલિકાસૂરીની બાબતમાં."

"તે બરાબર છે. પણ તેમની બાબતમાં શાના વિષે શું સમજવા માગો છો?" મહામંત્રીએ ખુલાસો માગ્યો.

"કાલિકાસૂરીને મારી સન્મુખ ક્યારે હાજર કરશો, તે વિષે હું પૂછું છું" રાજાએ ખુલાસો કર્યો.

"જ્યારે તે પકડાશે ત્યારે."

"એમાં તમે નવાઈ જેવું શું કહ્યું?"

"પણ તેમના કોઈ પણ જાતના સમાચાર નથી, ત્યાં હું મુદત પણ કેવી રીતે આપી શકું?"

"તમારા જેવા બાહોશ મહામંત્રી એક સાધારણ માણસને પકડી લાવવા માટે મુદત ન આપી શકે, તે આશ્ચર્ય કહેવાય!" રાજાએ કહ્યું.

"મહારાજ! કાલિકાસૂરીને સાધારણ માણસ સમજવામાં જ આપે મોટી ભૂલ કરી છે. એ પુરૂષ અદ્વિતિય છે.

તમે જો એને સાચા સ્વરૂપમાં ઓળખી શકયા હોત તો આજનાં આંદોલનો આપણા રાજ્યમાં ઉપસ્થિત થાત નહિ." મહામંત્રીએ મોકો જોઈને કાલિકાસૂરીની મહત્તા રાજાને કહી સંભળાવી.

" હશે. કદાચ તમે બધા તેમને અદ્વિતિય માનતા હશો પણ હું તેમ માનવાને તૈયાર નથી." રાજા મહામંત્રીના વિચારોને સંમત ન થયો.

એકને એક વાત ચૂંથાયા કરતી હતી. મહામંત્રીને ઘણાં કાર્યો કરવાનાં હતાં. રાજાની માફક વાતો કરવાથી કોઈ પણ કાર્ય સિદ્ધ થાય તેમ નહોતું. તેણે જવાની રજા માગી. " હું રજા લઉં મહારાજ ? "

" હા. પણ બે ત્રણ દિવસમાં કાલિકાસૂરી પકડાવા જોઈએ." રાજાએ રજા આપતાં કહ્યું.

" હું મારાથી બનતું કરીશ."

મહામંત્રી ઉઠયો. તેણે રાજાને નમન કર્યું. દરવાજા તરફ ફરતાં તેનાં નેત્રોએ એક વ્યક્તિને નજીકમાંથી પસાર થતી જોઈ. મનમાં શંકાનો પ્રાદુર્ભાવ થયો. ' એ વ્યક્તિ કોણ હશે ? " એ પ્રશ્ન તેના મનમાં ઉદ્ભવ્યો.

તે દરવાજામાંથી બહાર નીકળ્યો ત્યારે તેનો ખાનગી અનુચર તેની રાહ જોઈને ઉભો હતો. તેને તેણે પૂછ્યું: " અહીંથી હમણાં કોઈ ગયું હતું ? "

" ના." અનુચરે જવાબ આપ્યો. " અહીંથી કોઈ ગયું નથી પણ તમારી આજુબાજુમાં એક દાસી આંટા મારી રહી હતી."

" કેટલો વખત થયો ? " મહામંત્રીએ ઉત્સુકતાથી પૂછ્યું.

" હમણાં. આપ મહારાજાને મળ્યા ત્યારથી અત્યાર

સુધી તે એટલામાં જ ફરતી હતી. આપના ઊઠયા પછી તે ચાલી ગઈ." નિયમીત રીતે મંત્રીની આસપાસ નજર રાખવાને ટેવાયેલા અનુચરે ખુલાસો કર્યો.

"તું એને ઓળખે છે?"

"ના. પણ હવે જોવામાં આવે તો ઓળખું ખરો."

"એનો ચહેરો જોયો છે?

"હા."

"ઠીક."

મહામંત્રીએ તે દાસી વિષે વિચાર કરતાં કરતાં ચાલવા માંડયું. અનુચર તેની પાછળ પાછળ જવા માંડયો.

## પ્રકરણ ૧૯ મું

### સરયુ કુમારગુપ્તને મળે છે.

સરયુ દિવસે દિવસે રાજ્યના કાવાદાવામાં નિપૂણ બનતી જતી હતી. વિનયચંદ્ર વિષે તેના સિવાય બીજું કોઈ જાણતું નહોતું. કુમારગુપ્તને તે વારંવાર મળતી હતી. હજી સુધી વિનયચંદ્રના સમાચાર તેણે તેને આપ્યા નહોતા. નગરશેઠે પ્રજાને આપેલી મુદત કાલે પૂરી થતી હતી; એકવખતે શિશુપાળની મુલાકાતે ગઈ હતી પણ તે તેને મળ્યો નહોતો.

મહામંત્રી અને શિશુપાળ સાથે નક્કી કર્યા પ્રમાણે કાલિકાસૂરિ મહામંત્રીના બે વિશ્વાસુ માણસોને લઇ શુભ મુહુર્તે અવંતિમાંથી નીકળી ગયા હતા. તેમણે દાઢી કાઢી નંખાયેલી હોવાથી અને રજવાડી કપડાં પહેર્યા હોવાથી કોઈ તેમને ઓળખી શકયું નહોતુ. બે જણ સિવાય તેમના ગમનના સમાચાર કોઇ જાણતું નહોતું.

સરસ્વતીની મુલાકાત ફકત ચંદનબાળા લેતી હતી. તેની સાથે તે ધાર્મિક, વ્યવહારિક અને રાજદ્વારી ચર્ચાઓ કરતી હતી.

~ કુમારગુપ્ત સરયુની રાહ જોતો ઠરાવેલા ગુપ્ત સ્થાને ટહેલી રહ્યો હતો. સમય વીતિ ગયો હોવા છતાં સરયુ આવી નહોતી. બગીચાની બાજુમાંથી વહેતી ક્ષીપ્રા નદીમાંના માછલાં આનંદના તોફાને ચઢયાં હતાં. કેટલાંક સ્ત્રી પુરૂષો સ્નાન કરતાં હતાં. કેટલાક સ્નાન કરીને માર્તંડદેવને અર્ધ્ય અર્પતા હતાં.

કેટલીક કુમારિકાઓનું ટોળું રાજમહેલની મર્યાદાથી દૂર રહેવાનો પ્રયત્ન કરતું નદી તરફ આવી રહ્યું હતું. શિર પર સુંદર ઇંઢોણી અને ઇંઢોણી પર સૂર્યનાં કિરણોમાં ઝગમગતા બેડાં તેમના યૌવનને થનથનાવી રહ્યાં હતાં. રંગબેરંગી વસ્ત્રોમાં શોભતી બાળાઓ ત્યાંના વાતાવરણને યુવાવસ્થાને પાઠ શીખવતી જતી હતી. અનેક પુરૂષોનાં નેત્રો તે બાળાઓનાં સૌંદર્યનું પાન કરી રહ્યા હતાં. કુમારગુપ્ત પણ તેમાંથી અપવાદ નહોતો.

સરયુને આવવાનો વિલંબ થયો હોવા છતાં મુલાકાત લીધા સિવાય જવાનું કુમારગુપ્તને માટે અશક્ય હતું તેના કારણમાં એક હતો સરયુનો પ્રેમ અને બીજું હતું રાજકારણ આજે સરયુ તેને વિનયચંદ્રના સમાચાર આપવાની હતી. જો વિનયચંદ્રના સમાચાર મળે અને તેની નિર્દોષતા પૂરવાર થાય તો પ્રજામાંથી અલોપ થતી ક્રાંતિ ફરીથી ભડકી ઉઠે.

કુમારગુપ્ત તે બાળાઓના વૃંદને એકી નજરે જોઇ રહ્યો હતો. સરયુ હળવે હળવે તેની પાછળથી આવીને બાજુમાં ઉભી રહી. તે વિચારી રહી હતી કે ' કોઇ પણ માણસ એકાદા કાર્યમાં પોતાનું લક્ષ પરોવે છે ત્યારે તેને આજુબાજુનું ભાન રહેતું નથી. તેનું આ તાદૃશ ઉદાહરણ છે,

કુમારગુપ્તની નજર પોતાના પર ન પડે ત્યાં સુધી ન

બોલવાનો તેણે નિર્ધાર કર્યો. પણ તેનો તે નિર્ધાર ઝાઝો સમય ટક્યો નહિ. નાકને મસળવા છતાં છીંક નિષ્ઠુર બની. તેણે સરયુને ખુલ્લી પાડી દીધી સરયુની છીંકનો અવાજ સાંભળીને કુમારગુપ્ત ચમક્યો. તેણે બાજુમાં જોવું તો સરયુને ઉભેલી દીઠી.

" ક્યારે આવી સરયુ : " તેણે આશ્ચર્ય પૂછ્યું,

" સૌંદર્ય ભૂખ્યાં તમારાં ચક્ષુઓ પોતાની તૃપ્તિ અર્થે કામમાં ગૂથાયાં હતાં ત્યારે." સરયુ બોલી.

" ઓહો ! તું પણ બોલવામાં આગળ વધવા લાગી."

" તમારા સહવાસથી પાછળ રહેવું કેમ પાલવે !"

" હું તો તારી રાહ જોઇ જોઇને થાક્યો." કુમારગુપ્ત બોલ્યો.

" મારા કરતાં ઓછા. " સરયુએ સામો તેવો જ જવાબ આપ્યો,

" ઠીક, ચાલ હવે, બહુ પખત થઇ ગયો છે. " કહી કુમારગુપ્ત સરયુનો હાથ પકડીને ચાલવા લાગ્યો. બંને જણાં એક ઝાડની નીચે બેઠા આજુબાજુમાં કેટલાંક છોડવાઓ હતાં તેની ઓઠ તેમને સારી મળતી હતી.

" કેમ મોડું કર્યું સરયુ ? " કુમારગુપ્તે પ્રશ્ન કર્યો.

" તમારે તો ઠીક છે કે અહીં બેઠા બેઠા બધા સમાચાર મેળવવા છે. સમાચાર મેળવનારને કેટલી તસ્દી લેવી પડે છે, તેને ખ્યાલ કર્યો ? " સરયુની વાણીમાં ઠપકાની મીઠાશ હતી.

" તું તસ્દી તો મારા માટે ઉઠાવે છે ને ! "

"પણ તમે મારા માટે કંઈ કરો છો ?"

"હું આખો જ તને અર્પણ થઈ ચૂકયો છું, પછી તારા માટે મારે કંઈ પણ કરવાનું જ કયાં રહે છે !" કુમારગુપ્તે સરયુનો આખો પ્રશ્ન ઉડાડી મૂકયો.

"મીઠી જીભાનથી આપણું કાર્ય કરાવી લેવું, કેમ ?"

"તું જેમ માને તેમ."

બંનેના મુખપર મૃદુ હાસ્ય ફરકયું.

"વિનયચંદ્રનો કંઈ પત્તો મળ્યો, સરયુ !" કુમારગુપ્તે મૂળ મુદ્દા પર આવી પૂછ્યું.

"હા."

"કયાં છે ?"

"અડોલિયાના મહેલમાં."

"અડોલિયાના મહેલમાં ?" કુમારગુપ્તે આશ્ચર્ય મુગ્ધ બની પૂછ્યું.

"હા. એમાં તમને આશ્ચર્ય લાગે છે ?"

"એના જેવો સુશીલ યુવક એવી વિલાસી સ્ત્રીને ત્યાં કયાંથી ?"

"એ જ પ્રશ્ન ગૂંચવાડો ઉપસ્થિત કરે છે, કુમાર !"

"શું અડોલિયા પર એ મોહિ પડયો છે ?"

"ના. અડોલિયા એના પર મોહી પડી છે."

"આ તું શું કહે છે !" કુમારગુપ્ત વધુને વધુ આશ્ચર્ય પામતો ગયો.

"હું સાચું કહું છું."

"તું મને શાંતિથી બધી વાત કહે."

"ભલે." સરયુએ વિનયચંદ્રની વાત કહેવા માટે જ કુમારગુપ્તને મુલાકાતે બોલાવ્યો હતો તેણે સાધારણ ખોંખારો ખાઈને વિનયચંદ્ર વિષેની સવિસ્તર હકિકત કહેવા માંડી.

તે અડોલિયાના મહેલમાં ગઈ હતી ત્યારથી અત્યાર સુધીમાં તેણે વિનચંદ્ર અને અડોલિયાનાં જે જે પ્રશ્નોત્તર સાંભળ્યા હતા અને નજરે નિહાળ્યું હતું તે સર્વે વિગતવાર કહી સંભળાવ્યું.

સરયુની માહિતી સાંભળીને કુમારગુપ્તે બંનેને વખાણ્યા વિનયચંદ્રની નીતિ અને અડોલિયાની વિલાસ પ્રિયતા એક એક બીજાથી ચઢિયાતાં હતાં. આવતી કાલે જો વિનયચંદ્ર પ્રજાની સમક્ષ હાજર થઈ શકે નહિ તો પરિણામ વિપરીત આવવાનું હતું.

કુમારગુપ્ત જાહેર કામમાં ભાગ લેતો નહોતો. સરયુથી તે વિગત જાહેર કરી શકાય તેમ નહોતી. જો તે વિગત જાહેર કરવામાં આવે તો વિનયચંદ્રનું જીવન જોખમાય તેમ હતું. રાજા તે સહન કરી શકે નહિ. અડોલિયા પણ તે સહન કરવાને તૈયાર હોઈ શકે નહિ.

"સરયુ ! આજનો છેલ્લો દિવસ છે. વિનયચંદ્રને જો મુક્ત કરવામાં નહિ આવે તો નગરશેઠનું મૃત્યુ થશે, વિનયચંદ્ર કલંકિત ગણાશે અને સરસ્વતીની મહત્તા ઘટી જશે. પ્રજામાંથી ક્રાંતિના ભાવ નાશ પામશે. અને રાજા મદાંધ બનીને નગરની સ્ત્રીઓના શિયળને વધુને વધુ બરબાદ કરતો જશે. એથી વિશેષ તો એ છે કે જો પ્રજા શાંત થઇ જશે તો મારૂં કાર્ય નિષ્ફળ નીવડશે. મારા રાજા અને સિંધુ નદીની પેલી બાજુના શકો અહીંની ક્રાંતિની રાહ જોઈ રહ્યા છે." કુમારગુપ્તે કહ્યું.

" કુમાર ! હું તો તમારા પર અંધ વિશ્વાસ રાખું છું. તમે કહો તેમ કરવાને મારી તૈયારી છે. મારે મારા દેશની ઉન્નતિ કે તમારા દેશની ઉન્નતી સાથે કંઈ સંબંધ નથી. તમે તમારા કાર્યમાં યશસ્વી નીવડીને નિવૃત્ત બનો અને અને આપણે સુખમાં જીવન પસાર કરીએ, એટલીજ મારી આંતરિક ઈચ્છા છે." સરયુએ પોતાનું દીલ ખોલ્યું.

" તું અડોલિયાના મહેલથી સર્વ જાણકાર છે ને ? "

" હા. "

" કોઈ પણ વખતે વિનયચંદ્રને તે મહેલથી નસાડી મૂકવો હોય તો તે તારાથી બની શકશે ? "

' હા. "

" તો તું એક કામ કર. આજે ને આજે શિશુપાળને મળી આવ."

" એક વખત હું તેમને ત્યાં ગઈ હતી પણ તે મને મળ્યા નહોતા." વચ્ચે જ સરયુ બોલી ઉઠી.

" તે વાત જવા દે. આજે તું તેમની મુલાકાત લે. તેમને માનગીમાં જણાવી દે કે ' વિનયચંદ્ર ક્યાં છે તે હું જાણું છું. તમે કહો તો હું હાજર કરૂં. તે પણ તેની જ શોધમાં છે. તારૂં માન વધશે, તેમનું કાર્ય થશે અને આપણું ભવિષ્ય સુધરશે." કુમારગુપ્તે સરયુને સમજાવી.

" તે મને આડા અવળા પ્રશ્ન કરશે તો ? " સરયુએ શંકા કરી.

" તારે બીજું કંઈ કહેવાનું નહિ. ' તમો કહો તો વિનયચંદ્ર તમને સોંપું. એથી વિશેષ હું કંઈ જ જાણતી

નથી.' આટલા જ શબ્દો તારે બોલવાના છે." કુમારગુપ્ત બોલ્યો.

"આપણે અહીં વાત કરીએ છીએ અને ત્યાં બોલવું પડે છે, તેમાં ઘણો ફરક છે, કુમાર! સરયુ બોલી.

"તો સમયને અનુસરીને તને જે ઠીક લાગે તે કહેજે. તું કંઈ રાજખટપટથી અજાણ નથી." કુમારગુપ્ત સરયુને સંમત્ત થયો.

"તમે ક્યારે મળશો?"

"કાલે રાત્રે પ્રથમ પ્રહરે."

"અહીં જ?"

"હા."

"વખત બહુ થઈ ગયો છે. માટે વખતસર પહોંચવું જોઈએ હું કાલે જરૂર આવીશ."

સરયુ ઉઠી. કુમારગુપ્ત પણ તેની સાથે ઉઠયો.

"બહુ સાવચેતીથી વાત કરજે. નહિ તો તે શિશુપાળ છે.

"એમાં મને કહેવું નહિ પડે."

સરયુ એક ક્ષણ પણ ન રોકાતાં ત્યાંથી ચાલી ગઈ. તેના ગયા પછી થોડી વારે કુમાર ગુપ્ત પણ નગર તરફ જવા નીકળ્યો.

# પ્રકરણ ૨૦ મું

## સરયૂ મહારાણીને મુંઝવે છે.

રાજાને અડોલિયાના સ્વભાવમાં થોડો ઘણો ફરક થયેલો જણાતો હતો. તેણે એક બે વખત પોતાની શકા જાહેર પણ કરી હતી. પણ અડોલિયાએ તે વાતને ઉડાડી મુકેલી.

રાજાનો અડોલિયા પ્રત્યેનો દિન પ્રતિદિન વધતો જતો-વિલાસ મહારાણી મદનરેખાને મુંઝવ્યે જતો હતો. અડોલિયાના મહેલની પરિસ્થિતી તપાસવા માટે સરયૂને ખાનગી રીતે મોકલવામાં આવી હતી, પણ તેના તરફથી કોઇ જાતના સમાચાર મળ્યા નહોતા એક વખતે રાજાએ સરયુની ગેર હાજરી વિષે પૂછતાં રાણીએ કહ્યું હતું કે " બહાર ગામ ગઈ છે."

જેમ જેમ અડોલિયા પ્રત્યેનો રાજાનો મોહ વધતો ગયો તેમ તેમ મહારાણીના આવાસે રાજાનું જવું ઓછું થતું ગયું.

એક વખતે રાજકુમાર વિક્રમે પૂછેલું કે, " પિતાજી! તમે મહેલમાં રોજ કેમ આવતા નથી?" રાજાએ તેની સમજૂત કરતાં કહ્યું, " બેટા! રાજનાં કામ છે. કોઇ કોઇ વખતે આવી પણ ન શકાય."

મદનરેખાને હવે પહેલાંના દિવસો યાદ આવવા લાગ્યા. જ્યારે રાજા વલ્લભીપુરની કુંવરીના [૧] પ્રેમમાં વધુ પડતો નશાચૂર બન્યો હતો ત્યારે પોતે તેમના પ્રેમમાં વિક્ષેપ પાડવા માટે સરયુને સાધી હતી. એ વખતે સરયુ નાની હોવા છતાં ચતુર અને સુંદર હોવાથી પોતાના કાર્યમાં સફળતા મેળવી ચૂકી હતી. તેની ચાલાકીથી રાજા પોતાની નવી રાણી પાસે ઓછો જવા લાગ્યો અને સમય જતાં તે રાણીને તેણે મળવાનું પણ બંધ કરી નાંખ્યું. પરિણામે મદનરેખાને રાજાનો સતત્ સહવાસ મળવા લાગ્યો. પણ તેના આશ્ચર્યની વચ્ચે તે સહવાસનો આનંદ જલ્દીથી નાશ પામ્યો.

રાજા પોતાની જ સુંદર બહેન અડોલિયાની સાથે ક્રીડા કરવા લાગ્યો. અડોલિયાની વિલાસતાએ મદનરેખાને અળખામણી બનાવી.

સરયુની રાહ જોતાં જોતાં રાણી મદનરેખાની નિદ્રા પણ ઉડી ગઈ. રોજના રોજ સમાચાર આપવાના કબૂલ કરવા છતાં સરયુ એક દિવસ પણ મળવા આવી નહોતી. એક પછી એક બનતા જતા બનાવોએ રાજનું વાતાવરણ ગંભીર બનાવી મૂકયું હતું કાલિકાસૂરીની આગાહી પ્રમાણે રાજની દશા નબળી બનતી જતી હતી. રાજા ગંધર્વસેન જો દશ જ વરસ રાજયાસનારૂઢ રહેવાનું સત્ય ઠરવાનું હોય તો તેને માટે એક વરસ જ બાકી રહ્યું હતું. મદનરેખાને કાલિકાસૂરીના શબ્દો પર વિશ્વાસ હતો. રાજનું અને રાજકુટુંબનું અસ્તિત્વ રાણીની નજર સમક્ષ ખડું થવા લાગ્યું.

---

૧ ગંધર્વસેનની બીજી રાણી વલ્લભીપુરની કન્યા હતી.

વિનયચંદ્રની અદ્રશ્યતા મહારાણીને આશ્ચર્ય મુગ્ધ બનાવી રહી હતી.

શિશુપાળે અને મહામંત્રીએ તેની કેટલીયે મુલાકાતો લીધી હતી. 'સરયુ પાછી કેમ નહિ આવી હોય ?' એના વિચારમાં રાણીએ અખંડ રાત ઉજાગરો કર્યો હતો. બપોરનું ભોજન લઈને તે આરામ કરી રહી હતી. ચહેરા પર ચિંતાની રેખાઓ હતી. આંખ ઘેરાઇ રહી હતી. એટલામાં સરયુ આવી પહોંચી. પગ સંચારથી રાણીએ આંખો ખોલી. સરયુ સામે ઉભી હતી.

રાણી ઝડપથી બેઠી થઈ ગઈ.

" સરયુ ! "

" બા ! "

" આટલા બધા દિવસ ક્યાં મરી ગઈ હતી ? " મદન-રેખાએ ખોટો ગુસ્સો દર્શાવતાં પૂછ્યું.

" આપના પૂન્ય પ્રતાપે મરતાં મરતાં બચી ગઇ." સરયુએ ભયગ્રસ્ત ચહેરો બનાવતાં કહ્યું.

" કેમ શું થયું હતું ? "

" મહારાજાની નજરે પડતાં પડતાં બચી ગઇ." સરયૂ તદ્દન ખોટું બોલી.

" ક્યાં ? "

" અડોલિયાના મહેલમાં."

" મહારાજાએ જોઇ તો નથી ને ? "

" આપના પ્રતાપે બચી ગઈ." જાણે શ્વાસ નીચો બેઠો હોય તેવો ઢોંગ કરતાં સરયૂ બોલી.

" પ્રભુનો ઉપકાર." મદનરેખાએ છૂટકારાનો શ્વાસ મૂકતાં કહ્યું.

થોડી વાર બંને શાંત રહયાં. કંઇક શાંતિ અનુભવતાં રાણીએ પૂછ્યું. " ત્યાંની શી ખબર છે ? "

" દુ:ખ તો આપને છે. બા ! એ બંને જણા તો આનંદ કરી રહયાં છે." સરયૂએ મદનરેખાને દુભાવવા કહ્યું.

" મહારાજા કોઇ દિવસ મને યાદ પણ નથી કરતા ?" મહારાણીએ દુ:ખીત સ્વરે પૂછ્યું.

" અડોલિયાને મૂકીને આપને યાદ કરે ખરા, બા ! " સરયૂએ રાણીને વધુ ને વધુ દૂભાવવા માંડી.

" મહારાજ એને ત્યજીને અહીં આવે એવો કોઈ રસ્તો છે ?" મદનરેખાની આંખ ભીની થવા માંડી.

" આપ કહો તો પ્રયત્ન કરૂં."

" એમાં મારે કહેવાનું હોય ગાંડી ! તારે જે જોઇએ તે તને આપવાને તૈયાર છું. ગમે તેમ કરીને મહારાજ ત્યાં ન જાય તેમ તું કરી આપ " મહારાણીના સ્વરમાં આજંવતા હતી.

" આપની કૃપા કરતાં વિશેષ મારે શું જોઇએ ? " સરયૂ સંતોષ દાખવતાં બોલી. „ એક વખતે મહારાજ અહીં પધાર્યા હતા ત્યારે મારા વિષે કંઈ પૂછ્યું હતું ? "

" હા. પણ મેં તેમને કહ્યું હતું કે તું બહારગામ ગઈ છે." મદનરેખા સરળભાવે બોલી.

" અહીં બીજા કોઇને વહેમ નથી આવ્યો ને ! " સરયુ અહીંથી જવાની રજા માગવાની તૈયારી કરવા લાગી.

"ના. કેમ ?"

"મને અહીં બેઠેલી જુએ અને પછી પાછી હું તેમને દેખાઉં નહિ એટલે વહેમાય."

"હજી સુધી કોઇને વહેમ આવ્યો નથી."

"તો હું જાઉં." સરયુએ જવાની તૈયારી દર્શાવી.

"પાછી ક્યારે આવશે ?"

"પરમ દિવસે."

"નહિ આવે તો ?"

"જરૂર આવીશ."

"મારા સમ ખા."

"આપના સમ બસ."

"મારૂં આટલું કામ જરૂર થવું જોઈએ. અને...હં" કંઈક યાદ આવતાં રાણીએ પૂછ્યું. "સરસ્વતી ત્યાં છે ?"

"ના."

"તને ખાત્રી છે ?"

"હા."

"તું સાચું બોલે છે ને ?"

"મારા પર વિશ્વાસ નથી બા ?"

"તારા પર વિશ્વસ ન હોય તો બીજા કોના પર હોય, સરયુ ? પણ મારો જીવ જ એવો થઈ ગયો છે." મદનરેખાએ પોતાના જીવનો દોષ કાઢતાં કહ્યું.

"ત્યારે તે ક્યાં છે, એ ખબર છે ?"

"ના."

" એની વાત ત્યાં નથી નીકળતી ?"

" નીકળે છે, બા પણ કોઈને તેની માહિતી નથી."

" એની વાત નીકળે તો પણ ધ્યાન રાખતી રહેજે."

" ભલે." સરયુ કંટાળાભર્યા સ્વરે બોલી: " હવે હું જાઉં બા ?"

" હા. જા." મહારાણીના શબ્દોમાં ન તો સંતોષ હતો કે ન તો અસંતોષ હતો.

" જાઉં છું, બા!" કહી સરયુએ આજુબાજુની વ્યક્તિઓની નજર ચૂકવતાં ચૂકવતાં જવા લાગી.

મહારાણી મદનરેખાએ ક્યાંય સુધી તેજ વિચારોમાં અટવાયા કર્યું.

## પ્રકરણ ૨૧ મું

### સરયુ શિશુપાળને મળે છે

મહામંત્રી વજ્રકુમાર અને શિશુપાળ વિચારમાં પડી ગયા હતા. નગરશેઠની મુદત આવતી કાલે પૂરી થતી હતી. તે પોતે જો પોતાના વચનનું પાલન કરે તો નગરનું નાક કપાય તેમ હતું. ટૂંકી દ્રષ્ટિવાળી પ્રજા લાંબી દ્રષ્ટિએ વિચાર કરી શકતી નહોતી. ધનપાળશેઠના વચન પાલનથી અનેક જાતના કલંકો ઉપસ્થિત થવાના સંભવ હતા. સરસ્વતી કલંકિત ઠરે. વિનયચંદ્ર આબરૂહિણ બને. નગરશેઠના કુટુંબને સદાયના માટે કાળામુખે જીવવું પડે.

વિનયચંદ્ર મળી આવે, તેવાં કોઈ ચિન્હો જણાતાં નહોતાં. રાત દિવસના સતત પ્રયાસો પણ તેમને સફળતા મળી નહોતી. સૈનિકો અને જાસુસો તપાસ કરી રહ્યા હતા. તે ઉપરાંત વજ્રકુમાર અને સેનાપતિ પણ અનહદ પરિશ્રમ ઉઠાવી રહયા હતા.

મહામંત્રીને રાજાની મુલાકાત ઓછી થતી હતી. જેમ જેમ રાજા અડોલિયાના વિષયમાં વધારે ને વધારે ડુબતો ગયો તેમ તેમ તે રાજસભામાં પણ ઓછો જવા લાગ્યો.

પ્રજા પોતાના વિચારોને અને કલ્પનાઓને સત્ય માનવા લાગી હતી. ' રાજા નિર્દોષ છે. બધાને મૂર્ખ બનાવનાર વિનયચંદ્ર જ સરસ્વતીને લઈને નાસી ગયો છે:—આ પ્રજાના છડેચોક બોલતા શબ્દો હતા. તે નગરશેઠની મુદ્દતની રાહ જોઈ રહી હતી. લોકોને ખાત્રી થતી જતી હતી કે આ કૃત્યમાં રાજાનો હાથ નથી. વિનયચંદ્ર જો નિર્દોષ હોય તો શા માટે નાસી જાય? આ પ્રશ્નનો જવાબ કોઈ આપી શકતું નહોતું. જો સરસ્વતી નિર્દોષ હોય તો કાલિકાસૂરી શા માટે સંતાઈ રહયા છે? તેમના અણુંએ અણુંમાં પ્રસરી રહેલી તીવ્ર શક્તિનો ઉપયોગ તે શા માટે કરતા નથી? આવા અનેક જાતના પ્રશ્નોએ ચર્ચા ઉભી કરી હતી. અન્ય ધર્મ ગુરૂઓ પણ શાંત થઈ ગયા હતા. દૂધના ઉભરા જેવો તેમનો આવેશ સમય જતાં ઓસરી ગયો હતો. એવા સમયે મહામંત્રી શિશુપાલના મકાનમાં તેને પૂછી રહયો હતો.

" દાદા! ચારે બાજુએ નિરાશા જ દેખાય છે."

" કુમાર! તું મહામંત્રી છે. નિરાશાના વિચારો પણ તારા માટે લજ્જા સ્પદ છે, હજી તો ઘણો સમય બાકી છે કુદરતને કોઈ પહોંચી શકતું નથી. કાલિકાસૂરી જેવા પ્રખર જ્યોતિષીના શબ્દો ખોટા નહિ પડે" શિશુપાળે કહ્યું

" છતાં ધીરજને પણ અંત હોય છે. નગરશેઠના મનની સ્થિતિ આપણે કલ્પી પણ ન શકીએ તેવી છે. આજે સવારે મારે ત્યાં આવીને જ્યારે ચોધાર આંસુએ રડી પડયા ત્યારે મને લાગ્યું કે જગતમાં કલંક જેવું કોઈ દુઃખ નથી." વજ્રકુમારે પોતાને ત્યાં નગરશેઠ આવ્યા હતા, તે વિષે જણાવ્યું.

" વજ્રકુમાર !..."

" પ્રભુ !" શિશુપાળ વજ્રકુમારને આગળ કંઈ કહે તે પહેલાં એક અનુચરે પ્રવેશીને તેને ઉ઼ંશી કહેવા માંડયું " પેલી વખતે આવી હતી તે સ્ત્રી આપને મળવા આવી છે."

" કયાં છે ?" શિશુપાળે ઝડપથી પૂછ્યું.

" મહેમાન ખંડમાં ઉભી છે."

" ઉભો રહે." કહી તેણે વજ્રકુમારને ઉદ્દેશીને કહ્યું: " કુમાર ! તું આ બાજુના ખંડમાં બેસ. સામેની જાળીમાંથી તને બધું દેખાશે. હું તેને ઓળખતો નથી. એક વખતે તે મારી ગેરહાજરીમાં મને મળવા માટે આવી હતી, પણ મારી મુલાકાત થઈ નહોતી."

સમય ન ગૂમાવતાં વજ્રકુમારે બાજુના ખંડમાં પ્રવેશીને તેવાં દ્વાર અંદરથી બંધ કરી દીધાં.

" જા. તેને અંદર મોકલ." શિસુપાળે અનુચરે કહ્યું.

અનુચરના ગયા પછી થોડી વારમાં સરયુ અંદર આવી તેને કયાંક જોઈ હોય એવો ભાસ શિસુપાળને થયો. સરયુએ અંદર આવીને શિસુપાળને હાથ જોડયા.

" આવ."

સરયુ શિસુપાળની સામે ઉભી રહી. શિસુપાળે આંખ-વડે ઈશારત કરતાં કહ્યું " બેસ."

સરયુએ શિસુપાળની સામે પડેલા એક નાનકડા આસન પર બેસવાની ધૃષ્ટતા કરી.

" તારૂં નામ શું ?" શિસુપાળે સીધો જ પ્રશ્ન કર્યો.

" સરયુ !" સરયુએ ગભરાયા સિવાય જવાબ આપ્યો.

" સરયુ ? " જાણે કંઈ યાદ આવતું હોય તેમ શિશુપાળે તે જ નામ ફરીથી પ્રશ્નાર્થમાં ઉચ્ચાર્યું.

" હા, પ્રભુ !

" તું મહારાણીની દાસી તો નહિ ? " શિસુપાળે પૂછયું.

" હા. પ્રભુ ! " સરયુએ કબૂલ્યું.

" પહેલાં તું એક વખત અહીં આવી હતી ?"

" હા."

" મહારાણીએ મોકલી છે ?"

" ના."

" ત્યારે ? "

" હું મારા મનથી આવી છું."

" આજકાલની તમે દાસીઓ પણ જબરી ! " કહેતાં શિશુપાળે પોતાના ચહેરા પર સ્મિત ફરકાવ્યું.

સરયુ કંઈ પણ બોલી નહિ. થોડી વાર રહીને પોતાની શ્વેત દાઢી પર હાથ ફેરવતાં શિશુપાળે પૂછયું. " આ વૃદ્ધનું શું કામ પડયું, સરયુ ? "

" બહુ જરૂરી અને ખાનગી કામ છે, પ્રભુ !" સરયુએ આસપાસ પોતાની ચકોર દ્રષ્ટિ ફેરવતાં કહયું.

" એમ !" શિશુપાળને મન હજી હસવાની વાત હતી.

" હા પ્રભુ ! " સરયુ દ્રઢસ્વરે બોલી. તેની બોલવાની દ્રઢતા જોઈને શિશુપાળ ગંભીર બનવા લાગ્યો.

" વિનયચંદ્રના કંઈ સમાચાર મળ્યા છે ? " શિશુપાળે અટકળથી પૂછયું. તે સિવાય જરૂરનું અને ખાનગી કોઈ કામ હોવાનો સંભવ ઓછો હતો.

" હા." સરયુનાં નેત્રો પણ તેના જવાબની સાક્ષી પૂરાવા લાગ્યાં. શિશુપાળ જરા ટટ્ટાર થયો.

" તારા સિવાય બીજું કોઈ જાણે છે ? "

" ના. "

" વિનયચંદ્ર અહીં જ છે ? "

" હા. "

" ક્યાં છે ? "

" તે જણાવવા જ આવી છું. " સરયુના શબ્દોમા શિશુપાળને અનુભવી સ્રીના ભણકારા લાગ્યા.

" ભલે. તને ઠીક લાગે ત્યારે જણાવજે." શિશુપાળે સરયુના જવાબને તોડી પાડવા માટે જુદી રીતે કહ્યું.

" પ્રભુ ! હું અત્યારે જ કહેવા માગું છું. મને વધારે વખત નથી. " સરયુને શિશુપાળની બેદરકારી ખૂંચી.

" તને વધારે વખત ન હોય એ સાચું છે." શિશુપાળે અજમાવેલી બેદરકારી ફળવા લાગી.

" બીજી વાત જવા દો, મહાસેનાપતિજી ! હું જે કહું તે સાંભળી લો." સરયુ સમય ન ગુમાવતા કહેવા લાગી. તેને બીજી ધાસ્તી હતી શિશુપાળની સાથે વાત કરવામાં અનર્થ ભર્યા શબ્દો બોલાઈ જવાની. " વિનયચંદ્ર નિર્દોષ છે."

" એ તો હું પણ જાણું છું. મારે તો તે ક્યાં છે, એટલું જ જાણવું છે." શિશુપાળ સ્વરે બોલ્યો.

" એ અડોલિયાના વિલાસી મહેલમાં છે."

સરયુના શબ્દો સાંભળીને શિશુપાળ ચમકી ઉઠયો. તેનાથી માની શકાયું નહિ, તેના ચહેરા પરની ચમક જોઈને

સરયુ બોલી. " તેમાં ચમકવા જેવું નથી' મહાસેનાપતિજી ! તેની તેજસ્વીતા પર મોહ પામીને અડોલિયાએ તેને પોતાના પ્રાસાદમાં બોલાવ્યો હતો, પણ તે નિષ્ફળ નીવડી છે. વિનયચંદ્રે તેની સાથે વિલાસ ભોગવવાની માગણીનો અસ્વીકાર કર્યો છે."

" એ વાતની મહારાજને ખબર છે ? "

" મહારાજ ન હોય ત્યારે તે તેની મુલાકાત લે છે. અનેક રીતે લોભાવવાનો પ્રયત્ન કરે છે. છેવટે ધમકી પણ આપે છે. પણ વિનકચંદ્ર પોતાના નિશ્ચયમાંથી ડગતો નથી." સરયુએ વિનયચંદ્રની નિશ્ચયતા જણાવી.

" તેને ક્યાં રાખવામાં આવ્યો છે ? "

" જે ખંડમાં તમે અને નગરજનોએ અડોલિયાને પૂરી રાખી હતી, તે ખંડમાં, " સરયુએ અડોલિયાને પૂરવામાં આવેલા ખંડની યાદ આપી.

" પણ અડોલિયાના મહેલમાંથી તેને છોડાવવો મુશ્કેલ સરયુ ! " શિશુપાળ પોતાના કાર્યને પાર પાડવા મોઠા સ્વરે બોલવા લાગ્યો.

" આપની આજ્ઞા હોય તો હું તેને મુક્ત કરાવી આપું." સરયુએ અભિમાનથી કહ્યું.

" કેવી રીતે ?" શિશુપાળને આ દાસી કામેલ લાગવા માંડી.

" તે મહેલના બધા ગુપ્ત રસ્તાઓ હું જાણું છું. જ્યારે ધારૂં ત્યારે હું તેને ત્યાંથી નસાડી મુકું તેમ છું." સરયુએ તે મહેલની પોતાને માહિતી હોવાનું જણાવ્યું.

"કોઈ ન જાણી શકે તેવી રીતે ?"

"હા."

"આજે રાતે બીજા પ્રહરે તું તેને મુક્ત કરી શકીશ ?"

"એક શરતે." સરયુ બોલી.

"શી ?" શિશુપાળે પૂછ્યું.

"આ વાત તમારે કોઇને કહેવી નહિ."

"તે વિષે તારે બીલકુલ ગભરાવું નહિ."

"તમે તેને લેવા માટે કયાં આવશો ?"

"તું કહે ત્યાં."

"ક્ષિપ્રા મહાદેવ આગળ."

"ભલે."

"મારૂં નામ કોઇને ખબર ન પડે, એટલી શરત પાળજો."

"જરૂર."

"હું જાઉં ?" સરયુએ પૂછ્યું. તેણે બધાની નજર ચૂકવવાની હતી.

"હા."

તરતજ તે ઉઠીને ચાલવા લાગી. તેના ગયા પછી વજ્રકુમાર બહાર આવ્યો. શિશુપાળે તેને કહ્યું. બધું સાંભળ્યું ?"

"હા. દાસી ચાલાક લાગે છે."

"રાજમહેલની બધીજ દાસીઓ ચાલાક હોય છે, કુમાર !"

"આજે રાતે જવું છે ?"

"હા. જવુંજ જોઇએ."

"હું આવું"

"હા."

"પ્રભુ! મહારાણી પધારે છે." એક અનુચરે આવીને સમાચાર આપ્યા.

"મહારાણી?" વજ્રકુમારે પૂછ્યું.

"હા, દેવ!" અનુચરે જવાબ આપ્યો.

"હમણાં ગઈ એ દાસી ક્યાં છે?" શિશુપાળે પૂછ્યું.

"એ તો પાછળના દરવાજે થઈને ક્યારનીયે જતી રહી."

"મહારાણીને મળી નથી?"

"ના, પ્રભુ! મહારાણી મોટા દરવાજેથી આવી રહ્યાં છે. દાસી તો પાછળના નાના દરવાજેથી ગઈ." અનુચરે કહ્યું.

"ભલે. મહારાણી પધારે ..." એટલામાં મહારાણીએ ત્યાં પ્રવેશ કર્યો.

## પ્રકરણ ૨૨ મું

### સરયુ પોતાનું વચન પાળે છે.

સરયુનો આખો દિવસ લગભગ રખડયામાં ગયો હતો. શિશુપાળને ત્યાંથી નીકળીને તે આડે રસ્તેથી અડોલિયાના મહેલમાં પહોંચી ગઈ. શિશુપાળને ત્યાં થોડો સમય વધારે બેઠી હોત તો મહારાણીની મુલાકાત થઇ જવાનો સંભવ હતો અગર તો મોટા દરવાજે થઈને બાર નીકળી હોત તો પણ મહારાણીની નજરે પડયા વિના રહેત નહિ. પરંતુ તે ચાલાક અને હિંમતવાન હતી. તેને ખાત્રી હતી કે શિશુપાળ પોતાની વાત કોઈને કરશે નહિ.

શિશુપાળને ત્યાંથી પોતાના સ્થાને ગયા પછી મહામંત્રીએ સાથેના અનુચરને તેણે પૂછ્યું હતું કે, "મહાસેનાપતિને ત્યાં પેલી દાસી આવી હતી તેને ત્યાં પેલી દાસી આવી હતી તેને તેં જોઇ હતી ?"

"હા. પ્રભુ! મહારાણીને ત્યાં આપને મેં જે દાસી વિષે કહ્યું હતું, તે આ જ દાસી." વજ્રકુમાર જે જાણવા માગતો હતો તે તેના અનુચરે કહ્યું. આ અનુચર હંમેશા તેની સાથે જ રહેતો. મહારાણીને ત્યાં અને શિશુપાળને

ત્યાં પણ એ એની સાથે હતો.

વજ્રકુમારને ખાત્રી થઈ ચૂકી કે સરયુ રાજકારણમાં ભાગ લે છે. અને તે ભાગ લેવાનું કારણ પણ મજબૂત હોવું જોઇએ. તેણે પોતાની શંકાના નિવારણ માટે એક જાસુસને તેની તપાસનું કાર્ય સોંપ્યું.

રાત્રીનો પ્રથમ પ્રહર વીતવા આવતાં તે શિશુપાળને ત્યાં ગયો. શિશુપાળ તેની રાહ જોઈને બેઠો હતો. બંનેએ ક્ષિપ્રા મહાદેવ તરફ પ્રયાણ કર્યું. ત્યાં પહોંચ્યા પછી શિશુપાળ એક સ્થળે છૂપાઇ રહ્યો. વજ્રકુમારે ખાનગી રીતે તપાસ કરવા માંડી. પણ તેટલામાં સરયુ દેખાઇ નહિ. શિશુપાળે તેને કહ્યું કે ' એ આવ્યા વિના નહિ રહે !

બીજો પ્રહર વીતિ ગયો. બંને જણ કંટાળીને ઉઠયા. સરયુ પરની શ્રદ્ધા તેમના મનમાંથી ઓછી થવા લાગી. શિશુપાળને હજી પણ આસા હતી. તેણે થોડો સમય રાહ જોવાનું વજ્રકુમારને જણાવ્યું કારણકે સરયુએ માથે લીધેલું કાર્ય નાનું નહોતું. કોઈપણ જાતનું વિઘ્ન આવી પહોંચતાં થોડું મોડું થવાનો સંભવ પણ હતો.

આખરે ત્રીજા પહરની અધવચમાં દૂરથી બે ઓળા આવતા નજરે પડયા. વજ્રકુમારની સતેજ આંખોયે તે ઝડપી લીધા. જેમ જેમ તે નજીક આવતા ગયા તેમ તેમ તે વ્યકિતઓના રૂપમાં જણાવા લાગ્યા. આખરે એકદમ નજીક આવી પહોંચતાં બંનેએ તેમને ઓળખ્યા. એક હતી દાસી સરયુ અને બીજો હતો વિનયચંદ્ર.

તે લોકોને એક બીજાને શોધવાની જરૂર ન પડી. જેવા તે લોકો નજીક આવી પહોંચ્યાં કે તદ્દત શિશુપાળ અને

વજ્રકુમાર સામા ગયા. વજ્રકુમારને જોઇને સરયુ ચમકી. પણ શિશુપાળે તેને સમજાવતાં જણાવ્યુ કે, "સરયુ ! તેમનાથી ગભરાવવાની જરૂર નથી. કારણ કે અમે બંને એક જ છીએ. તું મારે ત્યાં આવી હતી ત્યારે પણ તે ત્યાં હાજર હતા તેમના તરફથી તને હેરાનગતી નહિ નડે. અને તેમને જણાવ્યા સિવાય ચાલે પણ કેવી રીતે ? કારણ કે હું નોકરીમાં નથી, એટલે રાજ્યના કોઈ પણ મહાન પુરૂષની જરૂર તો પડે જ. અને અમારા બે સિવાય ત્રીજી કોઈ પણ વ્યકિત આ વાત નહિ જાણે એની અમે તને ખાત્રી આપીએ છીએ."

"આપની કૃપા." સરયુંએ હાથ જોડતાં કહ્યું. "વિનયચંદ્ર ! આ મહાસેનાપતિ શિશુપાળ આ મહામંત્રીજી તમે હવે નિર્ભય છો. જેમના આશ્રય નીચે મુકવાનું વચન આપીને મેં તમને તે મહેલમાંથી મુકત કર્યા છે, તે આ તમારા આશ્રય દાતા."

વિનયચંદ્ર બંનેને ઓળખતો હતો. છતાં સરયુને ફરીથી ઓળખાણુ આપવાથી અને આશ્રયદાતા તરીકે જાહેર કરવાથી તેણે બંનેને નમન કર્યું.

"વિનયચંદ્ર !" ધીમેથી પ્રેમાળ સ્વરે બોલ્યો. "હવે તું નિશ્ચિંત છે. સરયુ ! આજે તેં જે મહદ્ કાર્ય કર્યું છે તે પ્રશંસનીય અને કિંમતી છે. તેને હુ નહિ ભૂલું તારે જ્યારે મારી જરૂર પડે ત્યારે બેલાશક આવજે મારાથી બનતી સહાય આપીશ."

"આપનો ઉપકાર." સરયુએ આભાર માનતા કહ્યું. "હું જાઉં છું પ્રભુ ! મેં મારૂં વચન પાળ્યું છે. આપ આપના શબ્દોને ભૂલતા નહિ."

" શિશુપાળના શબ્દો મહામોલા હોય છે, સરયુ ! તારે જવું હોય તો જા." શિશુપાળ બોલ્યો.

સરયુએ હાથ જોડીને ચાલવા માંડ્યું. શિશુપાળે વિનય-ચંદ્રના ખભા પર હાથ મૂકીને આશ્વાસન આપતાં કહ્યું. " વિનવચંદ્ર ! ગભરાઈશ નહિ આજે મારે ત્યાં આવવાનું છે. આજની રાત તને ગુપ્ત રાખીને કાલે જરૂર જણાતાં હું તને પ્રકટ કરીશ. "

" દાદા ! આને તમારે ત્યાં લઈ જાવ છો ?" વજ્રકુમારે પૂછ્યું.

" હા. તું આવે છે ને ? " શિશુપાળે પ્રશ્ન કર્યો.

" તમારે ત્યાં ? "

" હા. "

" ખાસ કામ હોય તો આવું. "

" તું આવીશ તો ગમે તે કામ નીકળી આવશે. "

" તો હું આવું છું, ચાલો." વજ્રકુમાર શિશુપાળને ત્યાં જવા તૈયાર થયો.

સમય ઘણો વ્યતીત થઈ ગયો હોવાથી અહીંથી સીધો પોતાને ઘેર જવાનો વિચાર હતો. પણ શિશુપાળની ઈચ્છાને માન્ય રાખ્યા સિવાય તેનાથી રહી શકાયું નહિ ત્રણે જણ શિશુપાળને ત્યાં જવા નીકળ્યા.

## પ્રકરણ ૨૩ મું

### નગરશેઠ વચન પાળવા તૈયાર થાય છે.

શિશુપાળને ત્યાં ગયા પછી થોડી વિશ્રાંતિ લઈ વિનયચંદ્ર અડોલિયા વિષેની હકિકત જણાવવા લાગ્યો. તેની હકિકત બંનેને રસદાયક લાગી.

તે સ્થાન અને સેવાપૂજાદિ કાર્યથી પરવારીને નગરશેઠના કહેવાથી કાલિકાસૂરિને મળવા જઈ રહ્યો હતો. મકાનમાંથી બહાર નીકળ્યા પછી તેને એક સ્ત્રી મળી હતી. તેણે તદ્દન સાદાં વસ્ત્રો પરિધાન કર્યાં હતાં. તેના કહેવા પ્રમાણે તે અડોલિયા તરફથી બોલાવવા આવી હતી. અડોલિયાએ સરસ્વતીની ભાળ મેળવી હતી. એ ખાનગી સમાચાર તેના સિવાય કોઈને આપવા જેવા નહોતા. કારણ કે પ્રજાના આગેવાન તરીકે તેનું નામ હતું. અડોલિયાને તે વખતે જ મળી જવાનો આગ્રહ હતો. વિનયચંદ્ર સીધો અને સુશીલ યુવક હતો. તેને બીજી કોઈ પણ જાતની શંકા આવવી અશક્ય હતી.

બીજી વાત એ હતી કે. અડોલિયાએ આજસુધીમાં બીજા કોઈ પણ પુરૂષને વિલાસ માટે પોતાના મહેલમાં

જવાની સખ્ત મનાઇ હતી. નીચેથી ચાર માળ સુધી સશસ્ત્ર પુરૂષ સૈનિકોનો પહેરો રહેતો હતો. પાંચમા માળે વ્યઢંળોનો સશસ્ત્ર પહેરો રહેતો હતો. છઠ્ઠા માળે સ્ત્રી સૈનિકોનો સશસ્ત્ર પહેરો રેહેતો હતો. સાતમા માળે દરવાજાની બહાર સ્ત્રી સૈનિકોનો સશસ્ત્ર પહેરો રહેતો હતો અને અંદરની બાજુએ યૌવનમદથી વાતાવરણને વિલાસમય બનાવે તેવી સુંદર અને તોફાની સ્ત્રીઓની ચકોર દ્રષ્ટિ પહેરો ભરતી હતી. કોઇ કોઈ વખતે જાતિય પહેરાઓ બદલાતા હતા.

વિનયચંદ્ર તે સ્ત્રી પર વિશ્વાસ રાખીને તેની સાથે ગયો. સરયુ જે રસ્તેથી તેને બહાર લાવી હતી, તે રસ્તેથી તેને તે સ્ત્રી લઇ ગઈ હતી. તે જ્યારે મકાનમાં દાખલ થયો. ત્યારે અડોલિયા સ્નાન કરીને દિલ સાફ કરી રહી હતી. તેણે તેને બોલાવવાનું કારણ જણાવ્યું સરસ્વતીની ભાળ કોઇને મળી નહોતી.

પ્રજાની આગેવાની લઈને ક્રાંતિની આલેક પોકારતો વિનયચંદ્ર જ્યારે અડોલિયા મહેલ આગળ ગયો હતો. ત્યારે અને યુવાનીમાં થનગનાટ કરતો યુવક તેની નજરે પડયો. રાજા સિવાય બીજા કોઇની સાથે વિલાસ ન ભોગવવાની ઇચ્છા સેવતી અડોલિયા આ યુવાન વિનયચંદ્ર પર મોહી પડી. તેની પાસે અનેક પ્રકારની માગણી કરવામાં આવી અને તેનો અસ્વીકાર પણ થયો. જ્યાં સુધી તેની માગણી સ્વીકારવામાં નહિ આવે ત્યાં સુધી તેને મુક્ત કરવામાં પણ નહિ આવે, એવી રીતની ધમકીઓ પણ આપવામાં આવી. રાજાની ગેરહાજરીમાં તે વિનયચંદ્રની મુલાકાત લેતી અને રાજાના આગમનના સમાચાર મળતાં તેને તે પુરી દેતી.

શિશુપાળ અને મહામંત્રીએ અડોલિયાના મોહની નવી

વાત સાંભળી. કાલિકાસૂરિના શબ્દો તદ્દન સત્ય નીવડયા. વિનયચંદ્ર સુશીલ છે, તેને કોઈ સ્ત્રીએ બંધનમાં રાખ્યો છે. નગરશેઠે પ્રજાને આપેલી મુદત પહેલાં તે મળી આવશે અને તેની તેમજ સરસ્વતિની કારકીર્દિ નિષ્કલંક પૂરવાર થશે. સરયુની ચાલાકી અને હિંમત પણ તેમને ગજબનાક લાગ્યા. રાજ્યના કાવાદાવામાં તે ભયંકર હશે પણ આજે તેણે જ કાલિકાસૂરિના શબ્દો સત્ય ઠરાવ્યા હતા, નગરના દરેકે દરેક ઘરની ઝડતી લેવામાં આવી હોત તો પણ વિનયચંદ્રનો પત્તો મળી શકત નહિ. વિનયચંદ્રની પુનઃપ્રાપ્તિ સરયુની હિંમતને આભારી હતી.

બીજે દિવસે સૂર્યોદય સમયે પ્રજાજનોમાં નવું ચેતન સ્ફૂર્યું. ધીમે ધીમે તે નગરશેઠના મકાન આગળ એકઠા થવા લાગ્યા. નગરશેઠ મુંઝાવા લાગ્યા. વચન પાળ્યા સિવાય છૂટકો નહોતો. તેમને વિનયચંદ્રના સમાચાર મળ્યા નહોતા. મકાન આગળનું ચોગાન ચિકાર ભરાઈ ગયું. ધિઃક્કારના શબ્દો સંભળાવવા લાગ્યા. કેટલાક વૃદ્ધ પુરૂષો શાંતિ ધારણ સમજાવવા લાગ્યા પણ પ્રજા વિરૂધ્ધ હતી. તે ગમે તેવા આગેવાનના હાથમાં રહેવાને અશક્ય બની હતી. વાયુ વેગે આ વાત આખા નગરમાં પ્રસરી ગઈ, મહામંત્રી અને શિશુપાળના કાને પણ આવી પહોંચી. રાજા અને મહારાણીએ પણ જાણ્યું. અડોલિયાથી પણ છૂપી ન રહી નગરશેઠની કીર્તિને જાણનારાઓનાં દિલમાં ધ્રાસકો પડયો. પ્રજા વધારેને વધારે તોફાને ચઢી. નગર રક્ષકો પોતાના કર્તવ્યમાં પડયા. સૈન્યના મદદની માગણી થઈ પણ તે સ્વીકારવામાં આવી નહિ.

છેવટે નગરશેઠ મકાનમાંથી બહાર નીકળ્યા. તેમણે પ્રજાની

વિરાટ મેદની જોઈ. જે મેદનીને અડોલિયાના મહેલ આગળથી પોતે સમજાવીને વીખેરી હતી, તે જ મેદની આજે તેમના મકાન આગળ એકઠી થઈ હતી. તેમને જોઇને પ્રજામાં વધારે ઉશ્કેરાટ થયો શેઠ થોડવાર શાંતિથી ઉભા રહ્યા. પછી પોતાના બંને હાથ ઉંચા કરીને તેમણે શાંત રહેવાનું જણાવતાં બોલવા માંડયું.

" ભાઈઓ તમને આપેલા વચનની મુદત આજે પૂરી થાય છે. મારી તમારી આગળ કોઈ પણ જાતની દલીલ નથી ફકત બે શબ્દો હું તમને સમજાવવા માગું છું. આપણે એક જ ધ્યેય પર ચાલીએ છીએ. કોઈપણ એક માણસ આપણને એક રસ્તો બતાવે છે તે રસ્તે જવા સિવાય આપણે બીજો કોઈ પણ જાતનો વીચાર કરતા નથી. તે માર્ગ સાચો છે કે ખોટો, તેનો વિચાર કરવાની શક્તિ પણ આપણે ગૂમાવી છે. એક વખત તમે અડોલિયાના મકાન આગળ ભેગા થયા હતા. આજે તમે મારા મકાન આગળ ભેગા થયા છો. ફકત એક જ ધ્યેય છે. તે ધ્યેય સત્ય છે કે અસત્ય, સ્થાન વ્યાજબી છે કે ગેર વ્યાજબી, સમય અનુકૂળ છે કે પ્રતિકૂળ તેનો વિચાર કરવાની કોઇને ફુરસદ નથી. ભવિષ્યમાં તમારે આ બાબતનો વિચાર કરતાં શીખવું પડશે. હું મારૂં વચન પાળવા તૈયાર છું. પણ પરિણામમાં તમે શું પ્રાપ્ત કરશો તે જાણો છો ? સરસ્વતીને કલંકિત બનાવીને માનવ ધર્મનું અપમાન. મારા જેવો માણસ ગૂમાવીને શાંતિને બદલે અશાંતિ. પરદેશીઓ તરફ સહાનુભૂતિને બદલે તિરસ્કાર. કાલિકાસૂરિ જેવા મહાન પુરૂષના પ્રેમને બદલે ક્રોધ. દેશની મુક્તિને બદલે ગુલામીની મજબૂત પકડ. રાજાની અધિક અમર્યાદિતતા અને આપણી સ્ત્રીઓનાં શિયળનો વધુ વિનાશ."

પ્રજામાં શાંતિ પ્રસરી ગઈ હતી. નગરશેઠના શબ્દો સાચા હતા, તેમના જવાથી તેમણે જણાવેલી મૂશીબતો ઉભી થવાની શક્યતા હતી. વૃદ્ધો એ શબ્દોને વિચાર કરી રહ્યા હતા. યુવાનોને તે વિષે વિચાર કરવાની જરૂર જણાઇ નહિ. અનુભવ વિનાના યુવકો વિચારને નહોતા માગતા. ભવિષ્યની વિચારણા તેમને નહોતી જોઈતી, તે તો આવ્યા હતા નગરશેઠ પાસે તેમનું વચન પળાવવા. શાંતિને સ્થાને અશાંતિ શરૂ થઈ. મોટા મોટા ધ્વનિ સંભળાવા લાગ્યા વચન, વચન ને વચનના જ પડઘા પડવા લાગ્યા. પ્રજા વિરૂદ્ધ થવા લાગી. નગરશેઠને બીજો કોઈ રસ્તો રહ્યો નહિ. તેમણે સામે ઉભેલા યુવક પાસેથી શસ્ત્ર લીધું પ્રભુની પ્રાર્થના કરવા માંડી, મકાનની અટારીએથી કેટલીક વ્યક્તિઓ આ દ્રષ્ય જોઈ રહી હતી. તેમનાં ચક્ષુ અશ્રુભીનાં બન્યાં ચંદનબાળા, શેઠની પત્ની દાસદાસીઓથી પ્રજાનો જવાબ જોઈ શકાયો નહિ. શેઠની સ્તુતિ વખતના તેમના ચહેરા પરના ભાવ ગમે તેવાના દિલને પિગળાવી નાંખે તેવા હતા. તેમનાં સ્વજનોએ આંખો બંધ કરી દીધી.

તેમનો ચહેરો જોઇને એકઠા થયેલા પ્રજાજનો માંથી કેટલાકને તેમના માટે માન ઉપજ્યું આટલો બધો ધર્મિષ્ઠ પુરૂષ અને તેનું આવી રીતનું મૃત્યું ગમે તેવાના દિલને તોડી નાંખે તેવાં હતાં. જેમ જેમ નગરશેઠની પ્રાર્થના આગળ વધતી ગઈ તેમ તેમ તેમના ચહેરા પર અદ્વિતિય તેજ પ્રકટતું ગયું. ગમે તેવા પાપીના દિલમાં પ્રકાશ પાડે તેવું તેમના ચહેરા પરનું પવિત્ર તેજ એકઠી થયેલી માનવ મેદનીના દિલને પલટાવવા લાગ્યું

આ મેદનીમાં કુમારગુપ્ત પણ હાજર હતો. સરયુએ

વિનયચંદ્રને શિશુપાળને હવાલે કર્યો હોવો જોઈએ, એવી એને ખાત્રી હતી. કારણ કે તે સરયુને સારી રીતે જાણતો હતો. ગમે તેવું અઘરૂં કાર્ય હોય, પણ જો સરયુ તે કાર્ય હાથમાં લે તો તેને પાર પાડયા સિવાય તે ઝંપતી નહિ. અને જો સરયુએ પોતાના કાર્યમાં સફળતા મેળવી હોયતો શિશુપાળ અને વિનયચંદ્ર શા માટે હજી સુધી આવ્યા નહિ હોય ? આ પ્રશ્ન તેને મુંઝવી રહયો હતો. તેમના આગમનનાં કોઈ ચિન્હ દેખાતા, નહોતા. શેઠની પ્રાર્થના પૂરી થવા આવી હતી પ્રતિજ્ઞા પૂરી થવાની હતી. વિનયચંદ્રને વખત સર હાજર કરવામાં ન આવે તો હાહાકાર વર્તી જવાનો હતો. નગરશેઠના વિરોધીઓ ઉતાવળ કરી રહ્યા હતા.

પ્રાર્થના પૂરી થઈ. તેમણે બધાને હાથ જોડયા ઉપર અટારીએથી જોઈ રહેલાં આપ્તજનો પ્રત્યે તેમણે દ્રષ્ટિ કરી. બધાંનાં નેત્રોમાંથી અશ્રુ ટપકી રહ્યાં હતાં નિર્દોષ સ્વજનોના ચહેરા જોઈ શેઠની આંખમાંથી અશ્રુનું એક ઉષ્ણ બિન્દુ સરી પડયું. તેમણે અંતે હાથ જોડી નમ્ર સ્વરે કહેવા માંડયું

" ભાઈઓ ! હું મારી પ્રતિજ્ઞા પૂરી કરૂં છું પ્રતિજ્ઞા પાલન માટે હું ગૌરવ લઉં છું. પ્રત્યેક મનુષ્યે ગમે તેવા સંજોગાથાં પણ પ્રતિજ્ઞાનું પાલન કરવું જોઈએ પણ મને એક જ દુઃખ થાય છે કે, હું કાલિકાયૂરિને, સરસ્વતીને અને વિનયચંદ્રને નિષ્કલંક જોવા કે સાંભળવા માગતો હતો તે મારી આશા અપૂર્ણ રહી જાય છે. છતાં હું મારી અંતિમ ઘડિએ તમને એટલી ખાત્રી આપતો જાઉં છું અને સાથે વિનંતી પણ કરૂં છું કે, અમે નિષ્કલંક છીએ અને તમે મારી પાસે પ્રતિજ્ઞા પાલન કરાવ્યા પછી અમને નિષ્કલંક માનવાની ઉદારતા દાખવજો."

શેઠની વાણીથી મેદની પર અસર થઈ હતી. નગર-શેઠને કેમ બચાવવા એના વિચારમાં કેટલાક આઘા પાછા થઇ રહયા હતા. એટલામાં દૂર દૂરથી અવાજો સંભળાવા લાગ્યા કે મહાસેનાપતિ શિશુપાળ [૧] અને વિનયચંદ્ર પધારે છે.

નગરશેઠે તે શબ્દો સાંભળ્યા. તેમના નયનોમાંથી આનંદાશ્રુ સરી પડયાં.

શિશુપાળ અને વિનયચંદ્ર ઘોડા પર બેસીને આવી રહયા હતા. પ્રજાએ તેમને હર્ષના પોકારોથી વધાવી લીધા. બંને જણ નગરશેઠની પાસે જઈ પહોંચ્યા. વિનયચંદ્રે ઘોડા પરથી ઉતરીને શેઠને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. શેઠે તેને આંતરિક આશિર્વાદ આપ્યા.

---

૧ શિશુપાળે પોતાનો હોદ્દો છોડયો હોવા છતાં બધા તેને મહાસેનાપતિ કહીને જ બોલાવતા હતા.

# પ્રકરણ ૨૪ મું

## સરસ્વતીના સમાચાર મળે છે.

નગરશેઠના આંતરિક આશિર્વાદ મેળવીને વિનયચંદ્રે શાંતિ અનુભવી. શિશુપાળે પ્રજાને તેની વિકત કથા કહી સંભળાવી. કાલિકાસૂરીની મહત્તા દર્શાવીને સરસ્વતીની નિષ્કલંકતા માટે ખાત્રી આપી. પ્રજાએ વિનયચંદ્રની કથા સાંભળીને ક્રૂર વિચાર ઘડવા માંડયા. સરસ્વતીની પવિત્રતા માટે કોઇને પણ શંકા રહી નહોતી. પ્રજાના મનમાંથી નાશ પામતી રાજાના વિનાશની ઝંખના પુનઃ સજીવન બની. પ્રજાના હાથ સળવળવા માંડયા. પોકારો પર પોકારો થવા માંડયા. વાતાવરણ ક્રુર ધ્વનીથી ઘેરૂ બની ગયું. વિનયચંદ્ર પર વિના કારણ ગૂજારેલા અત્યાચારનો બદલો લેવા માટે પ્રજા અડોલિયાના મહેલ તરફ જવા લાગી. નગરશેઠ અને શિશુપાળે તેના પગ પારખ્યા. અવિચાર્યું પગલું ન ભરવાની સૂચના આપતાં શિશુપાળે કહ્યું કે, અત્યારે સૌ વિખરાઈ જાવ. જરૂર પડતાં તે કાર્ય માટે પણ તમને બોલાવવામાં આવશે. નિષ્કલંક વિનયચંદ્ર માટે તમે ખોટા ખ્યાલો બાંધ્યા. પવિત્ર સરસ્વતીની તમે ઘાતકી નિંદાઓ કરી. માનવધર્મના

ગાતા કાલિકસૂરીનું તમે માન ન સાચવ્યું. નગરની શોભા સમા નગરશ્રેષ્ઠીનું તમે હડહડતું અપમાન કર્યું અને આજે અત્યારે જો વિનયચંદ્ર તમારી સન્મુખ હાજર થયો ન હોત તો તમે શેઠની પ્રતિષ્ઠાનો અને દેહનો પણ નાશ કરાવત. તમને પહેલાંથી કહેવામાં આવ્યું હતું કે, જે પગલું ભરો તે ખુબ વિચાર કરીને ભરજો. અને આજે પણ તમને ફરીથી કહું છું કે જો વિચાર કરીને ન્યાયભર્યું પગલું ભરશો તો તમને બધાનો સાથ મળશે. કુદરતની તમને સહાય હશે અને પરમાત્મા પણ આશિષ આપશે. કાલિકાસૂરીએ પોતાની બહેનનો બદલો લેવા માટે આપણા દેશનો ત્યાગ કર્યો છે. તમારા આ ગોઝારા વિચારો અને નિંદનીય કૃત્યો સાંભળીને તેમને સખત આઘાત લાગશે, તમને અને તમારી મા બહેનને આ દુષ્ટ રાજાના પંજામાંથી છોડાવવાની તેમની મહાત્ત્વાકાંક્ષાને તમે તોડી પાડશો તો અત્યારે બીજી એવી કોઇ પણ શક્તિ નથી કે જે તમારો ઉદ્ધાર કરી શકે. માટે મારી સૂચના છે કે તમે શાંતિથી છૂટા પડી જાઓ. આજે સંપૂર્ણ વિચાર કરો. પરિણામનો વિચાર કરીને પગલું ભરવાનું છે. એથી વિશેષ તમારા જેવી સુજ્ઞ પ્રજાને મારે કહેવાનું પણ શું હોય ?"

શિશુપાળના શબ્દો સાંભળી પ્રજા આગળ વધતી અટકી ગઈ. વિનયચંદ્ર માટે બાંધેલી ખોટી અટકળો માટે તેને શરમ આવી. હળવે હળવે તેણે વિખરાવા માંડયું. શિશુપાળ અને વિનયચંદ્ર શેઠની સાથે તેમના મકાનમાં ગયા. ઘરનાં માણસો તેમના આગમનની રાહ જોઈ રહયાં હતાં. વિનયચંદ્રે અંદર જઇને શેઠાણીને પ્રણામ કર્યા. શેઠાણીએ વાત્સલ્યભાવે તેને શુભાશિષ આપ્યા.

તેમણે ચંદનબાળાની મારફતે શેઠને અંદરના ખંડમાં બોલાવીને કહેવા માંડ્યું. " સ્વામી ! એક ખાનગી અને જરૂરી સમાચાર આપવા માટે અંદર બોલાવ્યા છે."

" કયી બાબતમાં ; શેઠે પૂછ્યું.

" સરસ્વતીની બાબતમાં." શેઠાણીએ કહ્યું.

" સરસ્વતીની બાબતમાં ?" શેઠે આશ્ચર્ય પામતાં પૂછ્યું.

" હા. સરસ્વતીની ભાળ મળી છે."

" ક્યારે ?"

" ઘણા દિવસ થયા."

" ઘણા દિવસ થયા ?" શેઠને વધુને વધુ આશ્ચર્ય થવા લાગ્યું.

" હા. નાથ ! તેમની આજ્ઞા વિના હું આપને જણાવી ન શકી. અત્યારે તેમણે આજ્ઞા કરી છે કે આપને, શિશુપાળને અને વિનયચંદ્રને તે વાત જણાવવી."

" તે ક્યાં છે ?"

" આપણા ભોંયરામાં."

" આપણા ભોંયરામાં ?"

" હા."

" છતાં મને આજ સુધી ખબર ન પડી ?"

" તેમની આજ્ઞા હતી કે, વાત જાહેર ન કરવી."

" કારણ ?

" રાજાના કાને વાત જાય તો તેમનો બચાવ કરવાને આજે કોઈ સમર્થ નથી."

" હજી તે ખાનગી રહેવા માગે છે ?"

" હા."

" બીજું કોણ છે ? "

" નાગ સારથી અને તેનું કુટુંબ."

નગરશેઠ વિચારમાં પડી ગયા. આ લોકો કેટલાય દિવસથી પોતાના ઘરમાં હોવા છતાં પોતે અજાણ રહેવા પામ્યા હતા. રાજા આ વાત જાણે તો ! પણ ધર્મ અને સરસ્વતીના રક્ષણ કાજે તન, મન ને ધનથી અને કુટુંબની પરવાન કરવાનો તેમણે નિર્ણય કર્યો હતો.

" તે અહીં કેવી રીતે આવી શક્યાં ? " શેઠે પૂછ્યું.

" રાજાએ સરસ્વતીને ઉપાડી લાવવા માટે નાગને મોકલ્યો હતો. પણ નાગ સરસ્વતીને બહેન સમાન માનતો હતો. આવું અધમ કૃત્ય કરવાની તેની ઈચ્છા નહોતી. સરસ્વતીને અહીં સંતાડીને જો તે અગર તેનું કુટુંબ પ્રકટ રહે તો વિનાશ સિવાય તેમના માટે બીજો માર્ગ નહોતો. એ પછીની બધી વિગત શેઠાણીએ શેઠને કહી સંભળાવી. કાલિકાસૂરીને આ વાત ન જણાવતાં તેમને અહીંથી શા માટે જવા દીધા તે પણ જણાવ્યું.

શેઠ શિશુપાળ પાસે આવ્યા. તેમણે શેઠાણીએ જણાવેલી બધી વાત તેને સવિસ્તર કહી સંભળાવી. શિશુપાળ જેમ જેમ તે વાત સાંભળતો ગયો તેમ તેમ તેનું હૃદય આનંદિત બનતું ગયું. નાગ જેવો રાજાનો અંગત માણસ પણ પોતાના જીવનમાં પલટો લાવે એ વાત નાની સૂની નહોતી.

નાગે અને સરસ્વતીએ કરેલી કલ્પનાઓ તદ્દન સત્ય હતી.

" શેઠ ! " શિશુપાળ બોલ્યો, " સરસ્વતી દેવીને મારા હાર્દિક પ્રણામ કહેજો. અને કહેજો કે શિશુપાળ આજે નમતા પ્રહરે આપની પાસે આવશે."

"સરસ્વતી દેવી આટલા બધા દિવસ મારા ઘરમાં હોવા છતાં મને ખબર ન પડી, મહાસેનાપતિજી!" શેઠે પોતાની અજાણતા જાહેર કરી.

"તેમાં પણ તમારે ગૌરવ લેવા જેવું છે, શેઠ! તમારા ઘરમાં રહેલી સરસ્વતીની વાત તમારા કાન સુધી પણ ન પહોંચે તેમાં શેઠાણીની કુશળતા છે. તેમની કાર્ય દક્ષતા અને કુશળતા પ્રસંશનીય છે. જે વાત તમારાથી કે મારાથી અજાણ રહેવા પામી તે રાજાની જાણમાં ક્યાંથી આવી શકે?"

"પણ હવે......"

"હું નમતા પહોરે સરસ્વતીને મળીશ ત્યારે થઈ રહેશે." શિશુપાળ વચ્ચે જ બોલી ઊઠ્યો. "ત્યાં સુધી તમે અત્યાર સુધી ચાલતું આવ્યું છે તેમ ચાલવા દો."

"ભલે. મહામંત્રીને આ વાત જણાવવાની જરૂર છે?"

"જોઈશું. આવી વાતમાં શાંતિ જોઈએ."

"તમને ઠીક લાગે તેમ કરજો."

"તમે બિલકુલ ચિંતા કરશો નહિ. એ બધું હું સંભાળી લઈશ. તમારે તો એટલી જ કાળજી રાખવાની છે કે, આ વાત બહાર ન જાય."

"તે માટે મને કહેવું ન પડે."

"હું જાઉં છું" શિશુપાળ ઉઠ્યો. "તમને જણાવેલા સમયે હું જરૂર આવીશ. દેવીને મારા પ્રણામ કહીને એટલા સમાચાર જરૂર આપજો."

"સારૂં." નગરશેઠ પણ તેની સાથે ઉઠ્યા હતા. બંને જણા વિચારોમાં તલ્લિન હતા. જમીન પર વ્યવસ્થિત રીતે ગોઠવાતા ચારે પગ મુખ્ય દ્વાર તરફ જઈ રહ્યા હતા.

વિનયચંદ્રે બધું સાંભળ્યું હતું. બંનેની સાથે તે પણ ઉઠયો હતો પણ ત્યાં જ ઉભો રહયો હતો. દરવાજા પાસે પહોંચીને શેઠે શિશુપાળને હાથ જોડયા.

શિશુપાળના ગયા પછી શેઠ વિનયચંદ્ર પાસે આવ્યા. "ચાલ, વિનય! આટલી બધી નિડરતા દાખવીને તેં મારા કુળની પ્રતિષ્ઠા વધારી છે." કહી તે તેનો હાથ પકડીને અંદર લઈ ગયા. શેઠાણી અને ચંદનબાળા તેમની રાહ જોઇને બેઠાં હતાં. શેઠે તેમને કહ્યું કે "ચાલો, પહેલાં મારે સરસ્વતી દેવીનાં દર્શન કરવાં છે."

શેઠાણી અને ચંદનબાળા આગળ થયાં. શેઠ અને વિનયચંદ્ર તેમની પાછળ પાછળ જવા લાગ્યા.

## પ્રકરણ ૨૫ મું

### અડાલિયા ભય મુક્ત બને છે

વિનયચંદ્રના છૂટકારાની વાત અડાલિયાના કાને પહોંચતાં જ તે સળગી ઉઠી. ગુપ્ત ભાગમાં રાખ્યો હોવા છતાં તે અહીંથી કેવી રીતે પસાર થઈ ગયો હશે ? આ પ્રશ્નમાં તે વિમાસણમાં પડી. હવે ફરીથી બોલાવવા છતાં તે આવે નહિ અને મનનો કલ્પેલો વિલાસ મનમાં જ રહી જાય તો પોતાના સૌંદર્યના મદનો પરાજય ગણાય ! એ નાસી ગયો શી રીતે ? એ ભયંકર કોયડો હતો. મકાનમાંથી નીકળતાં કોઈપણ પહેરેગીરની નજરે તે પડયો નહોતો.

આથી મોટો પ્રશ્ન હતો પોતાની આબરૂનો પ્રજા આગળ પોતાનું નામ વગોવાઈ રહયું હતું. આબરૂ ન હોવા છતાં વિલાસને વ્યભિચારમાં પરિણમવાના કારણે રહીસહી આબરૂની પણ એ આબરૂ થઇ ચૂકી હતી.

ભાઈ જ્યારે આ વાત જાણશે ત્યારે તેના હૃદયને–મનને કેટલો આઘાત લાગશે ? આઘાત તો ઠીક, પણ પોતાના માટે શું ધારશે ? મારી એકજ ભૂલે જીવનની શાંતિ તોડી નાંખી.

પણ દરકાર શા માટે? દેહ સૌંદર્યનો ઉપભોગ કરવાની ઇચ્છા કરવી અને અનુકૂળતાએ એનો લાભ લેવો એમાં કોઇ જાતનું પાપ કે સમાજનો ડર શા માટે ? ભાઇ શું કરે છે? જો તે મને કંઈ પણ કહેશે તો તેને જવાબ આપવાની શક્તિ મારામાં ક્યાં નથી ?

ભાઇએ અનેક સ્ત્રીઓનાં શિયળ લૂટયાં છે, અનેક સૌંદર્યને ચૂંટયાં છે, અનેક રૂપવંતીઓનાં રૂપ લૂટયાં છે, ત્યાં મેં એક વ્યક્તિનો મોહ કર્યો એ શી વિશાતમાં ?

સરસ્વતીએ પોતાના રૂપનો ગર્વ કરીને તેને સાચવી રાખવાનો પ્રયત્ન કર્યો તો કષ્ટોની પણ તેને માટે ક્યાં મણા રહી છે? જો ભાઈ જેવાની ઇચ્છાને માન્ય રાખી હોત તો આજે ચોરી છૂપીથી કોઇ અંધારા ખૂણાણાં સડવું પડત ? અને જે જન્મીને સંસારમાં સુખ નથી ભોગવી શકતું તે સ્વર્ગના નામે સુખ ભોગવવાની આકાંક્ષા રાખે તે ક્યાંથી ફળે ?

આજે મને શાની કમીના છે? સરસ્વતીએ અને વિનયચંદ્રે પણ ખોટી હઠ પકડી ન હોત તો તેમને પણ શી કમીના રહેત? પણ સામા પગલે આવતા સુખને અપનાવી લેવાની શકિત પણ જોઇએ ને ! અને તકદીર વિના શકિતનો ઉપયોગ પણ શી રીતે થઈ શકે ?

અનેક તર્કવિતર્કમાં ગૂંચાયેલી અડોલિયાને દાસીએ સમાચાર આપ્યા કે, ' મહારાજ પધારે છે.'

ચાલાક અડોલિયા તરત સાવધ થઈ ગઈ. તન મન પરના બધા ભાવોને હઠાવી નાંખી વિલાસી ભાવોને સ્થાન આપી દીધું. મનને ગૂંચવી નાખનારા ભાવોને નસાડી

મૂકીને ભાઇને લેવા માટે દરવાજા તરફ જવા વિચાર કર્યો. પણ તેવી નિર્બળતા શા માટે જોઈએ ? આ વિચારે તેને તેના સ્થાન પરથી ઉઠવા ન દીધી.

ગંધર્વસેને તે ખંડમાં પ્રવેશ કર્યો. તેના ચહેરા પર વિષાદની છાયા હતી. પગ ભારે હતા. તે આવીને અડોલિયાની બાજુમાં બેઠો. અડોલિયા તેના વાંસા પર એક હાથ મૂકીને બીજા હાથે તેનો હાથ પકડતાં બોલી. " કેમ ઉદાસ છો, ભાઈ ! "

" તને આ શું સૂઝયું, બહેન ! " રાજાએ પૂછયું.

" શું ? અડોલિયા જાણતી હોવા છતાં તેણે આશ્ચર્ય દાખવતાં પૂછયું.

" આખા નગરમાં હાહાકાર વ્યાપી ગયો છે."

" તમે શું કહો છો, તે હું સમજી શકતી નથી."

" મહામંત્રી, મહાસેનાપતિ, જૂના મહાસેનાપતિ, નગરશેઠ અને અન્ય પ્રજાજનો તોફાને ચઢ્યા છે. કાલિકાસૂરી અહીંથી નાસીને શકોના રાજ્યમાં મદદ લેવા માટે ગયા છે. મહામંત્રી, મહાસેનાપતિ, નગરશેઠ અને પ્રજાને આપણા પક્ષમાં રાખવાની જરૂર હતી. એના બદલામાં તેં બધાને ઉશ્કેરી મૂકયા છે." રાજાને ધીમે ધીમે પોતાની સ્થિતિનું ભાન થવા માંડયું હતું.

" બધાને મેં ઉશ્કેરી મૂકયા છે " અડોલિયાએ ઉશ્કેરાટ ભર્યા સ્વરે પૂછ્યું.

" નહિ તો શું ? તેં વિનયચંદ્રને પૂરી રાખ્યા ન હોત તો આ પરિણામ ન આવત." વિનયચંદ્રને રાજાએ આ મકાનમાં જોયો પણ નહોતો.

" ક્યા વિનયચંદ્રની વાત કરો છો ?"

" નગરશેઠને ત્યાં રહે છે, તેની."

" હું તો તેને ઓળખતી પણ નથી."

" ગઈ કાલ સુધી તેં કહ્યું હોત તો હું માનત, પણ હવે તે માનવાને હું તૈયાર નથી. તેં નગરશેઠને બોલાવ્યા હતા, તે પણ મારા જાણવામાં આજે જ આવ્યું. તેને આટલો વિલાસ ઓછો પડયો, કે જેથી તેં વિનયચંદ્રને તેટલા માટે પૂરી રાખ્યો. ?"

" પણ હું તો તે બાબતમાં જાણતી જ નથી, ભાઈ!" અડોલિયાએ તદ્દન નિર્દોષતાનો ડોળ કરીને કહ્યું.

" બહેન ! જુઠું બોલવાથી શો ફાયદો ? આજ સુધી તેં તેને આ પ્રાસાદમાં પૂરી રાખ્યો છતાં હું ન જાણી શક્યો. મેં તારા પર સંપૂર્ણ વિશ્વાસ રાખ્યો. મહારાણી સાથેનો સંપર્ક ઓછો કર્યો. નાની રાણીને મળવાનું તદ્દન બંધ કરી નાંખ્યું. છતાં તું તારા ભાઈને ન ઓળખી શકી. છેવટે તું આ જાત પર ગઈ." રાજા નિરાશ સ્વરે બોલ્યો.

" ભાઈ ! એ વાત તદ્દન બનાવટી છે, જે તમે સાંભળીને આવ્યા છો, તે મેં થોડી વાર પહેલાં સાંભળ્યું છે. નગરશેઠ અને શિશુપાળ તમને અને મને જૂદા ન પાડી શક્યા, તે તેમને ખૂંચે છે. કોઈ પણ રીતે તે આપણને છૂટા પાડવા ઈચ્છે છે. તેમણે આ ચાલાકી ભરી જાળ બિછાવી છે. એ કારણે તમે જાતે થઈને મારો ત્યાગ કરો એમ તેમણે માન્યું હોવું જોઈએ. પ્રજાએ કારણે ઉશ્કેરાય તેમનાથી તમારૂં સુખ, તમારો વૈભવ જોઈ શકાતો નથી.

તમારા નાશ માટે જ કાલિકાસૂરીને અહીંથી શકોના રાજ્ય તરફ મોકલી દેવાયા છે. શકોને બોલાવીને તમારા રાજ્યનો અને તમારા વંશનો નાશ કરાવવાની તેમની ઇચ્છા જ આ બનાવટી કાર્યની શાક્ષી પુરે છે. મને વિલાસનાં પૂરાં સાધનો મળે છે, સૌંદર્ય વધારવાની અદ્વિતિય સામગ્રી મળી રહે છે, તમારા જેવા વીરનો ઉપભોગ મળે છે, લખલૂટલક્ષ્મી અને અજોડ વૈભવ તમે આપ્યાં છે. પછી મારે એવા એક સાધારણ છોકરાંને બોલાવીને અહીં પુરી રાખવાની જરૂર શી હોય ! એવા પ્રપંચીઓની સોનેરી જાળમાં ફસાઇને તમે મારો ત્યાગ કરશો એવી હવે મને ધાસ્તી લાગવા માંડી છે."

"બહેન !" રાજા માયાળુપણે બોલ્યો. "મારાથી તારો ત્યાગ થઈ શકે તેમ નથી. હું પણ રાજા છું. મારામાં વિચાર શકિત છે. લોકોની દોરવણીથી ફસાઈ જવા જેટલો હું મૂર્ખ નથી. ભલે લોકો સોનેરી જાળ બિછાવે. તે જાળમાં હું તેમને જ સપડાવીશ. તે લોકો હજી મને ઓળખી શક્યા નથી. એક છોકરાને બદનક્ષીની ગર્તામાં ધકેલીને તેની પછડાયથી બીજાઓને કલંકના છાંટા ઉરાડવાનું પરિણામ શું આવે છે, એ હજી તે લોકો સમજી શકયા નથી. છીછરા મનના અવિચારી લોકો સમજી શકતા નથી કે, શકો આવે કે બીજાઓ આવે, પણ આ ગર્દભ વિદ્યાના જાણ-કારને હરાવવા માટે કોઇ શકિતમાન નથી. જયાં બિચારા શકો મારા નામથી ધ્રૂજી ઉઠે છે, ત્યાં કાલિકાસૂરી જાય કે ગમે તે જાય પણ આ તરફ આવવાની અને યુદ્ધમાં ઉતર-વાની હિંમત તેમનામાં કયાંથી પ્રવેશી શકે ! અને કાલિકા-સૂરીને અહીંથી નસાડી મૂકવામાં નગરશેઠનો અગર શિશુપા-

બીનો જ હાથ હોવો જોઈએ, એ પણ ચોક્કસ છે. છતાં હું સહન કરી રહ્યો છું. હજી પણ હું જોયા કરું છું કે, તે લોકો શું શું કરે છે. વખત આવશે ત્યારે હું એવો એક ફટકો લગાવી દઈશ કે તે તેમને જીવન ભર યાદ રહેશે."

"ભાઈ ?" અડોલિયાનાં નયનોમાં માદકતા પ્રવેશી. "મને ખાત્રી હતી કે હું મારા ભાઈને સમજાવી શકીશ. મારો ભાઈ એટલો બધો નિષ્ઠુર નથી કે, તે મને તરછોડે." તેણે રાજાના કંઠે હાથ વીંટાળ્યા. નયને નયનો મળતાં વાતાવરણ વિલાસમાં પરિણમવા લાગ્યું.

"તારી કલ્પના અસત્ય નથી, બહેન !" પોતાના કંઠ પરથી બહેનના હાથ છોડાવીને ધીરે રહીને તેનું માથું પોતાના ખોળામાં મૂકતાં રાજા બોલવા લાગ્યો. "પણ હું સરસ્વતીને ભૂલનાર નથી. ગમે ત્યાંથી હું તેને પકડી પાડીશ. તેને ભ્રષ્ટ કર્યાં સિવાય હું રહેનાર નથી, આજ સુધી મને તેના સૌંદર્યમાં ઝંખના હતી, પણ હવે હું તેનો ગર્વ ગાળવા માગું છું. ભલે કાલિકાસૂરી તેમનું ધાર્યું પાર પાડવાનો પ્રયત્ન કરે. નગરશેઠ અને શિશુપાળ ભલે ઉંચા નીચા થાય, પણ હું સરસ્વતીને છોડનાર નથી."

"શા માટે તેને છોડવી જોઈએ !" અડોલિયા રાજાની મૌક્તિમાળ સાથે ગેલ કરતાં બોલી. "તેનો ગર્વ ઉતારવો જોઈએ. તેવું સૌંદર્ય તમારા કામમાં નહિ આવે તો કોના કામમાં આવશે !"

"સૌંદર્ય કરતાં તો મને મારી મહત્તાની કિંમત વધારે છે. હું મારી મહત્તાનું અપમાન સહન કરીશ નહિ." રાજા અભિમાન પૂર્વક બોલ્યો. "એવી નાદાન છોકરી મારી

ઇચ્છાને અવગણીને ગમે ત્યાં છૂપાઈ રહે અને મારૂં જીગર જળાવ્યા કરે,' એ મારાથી સહન થઈ શકે જ નહિ."

" શા માટે સહન કરવું જોઈએ!" અડોલિયા તેના ભાઈને ચઢાવી રહી હતી. વિનયચંદ્રની વાત પછી તેને શંકા હતી કે ભાઈ તેને ઠપકો આપશે. પણ વાત પલટાઈ ગઈ હતી. હા જી હા કરવામાં તેણે સલામતી જોઈ. " પણ હવે થોડો આરામ કરો. તમારૂં મસ્તક તપી ગયું છે." કહી તેણે દાસીને બોલાવી. " કેતકી!"

" જી." કેતકી તરત અંદર આવીને હાથ જોડી ઉભી રહી.

" મહારાજના શરીર મર્દન અને સ્નાનની તૈયારી કર."

" તૈયાર છે બા!"

" ચાલ. અમે આવીએ છીએ."

કેતકી સ્નાનાગાર તરફ ગઈ. અડોલિયા રાજાના ખોળામાંથી ઉઠીને ઉભી થઇ. તેણે રાજાનો હાથ પકડીને કહ્યું, " ચાલો, ભાઈ!"

" હા."

રાજા ઉઠયો. બંને ભાઈઓ કુદરતની મર્યાદાનો ભંગ કરતાં સ્નાનાગાર તરફ જવા લાગ્યાં.

## પ્રકરણ ૨૬ મું

### વિનયચંદ્ર મહામંત્રીને મળવા જાય છે

સરસ્વતી અને ધનપાળ શેઠની મુલાકાત થઈ હતી. નિર્મળ મનની, ધર્મ પરાયણ અને સંસારથી પર એવી એ સાધ્વી પોતાના ભાઈના ગમન વિષે પણ રસ લેતી નહોતી. પરંતુ જ્યારે વિનયચંદ્ર અદ્રષ્ય થયો અને તેને અડોલિયાએ પૂરી રાખેલો જાહેર થયું ત્યારે જીવનમાં ઉતરેલા માનવધર્મની અહેવાલના તેનાથી સહન થઈ શકી નહિ. 'માનવ તરીકે જન્મીને માનવોના દુઃખ હરવાની ભાવના ન કેળવનારને ધર્મની ભાવના કેળવનારને કોઈ અધિકાર નથી,' એવો એક નવો સંકલ્પ કેળવ્યો.

અહિંસા એટલે હિંસા ન કરવી એમ નહિ પણ જીવને દુઃખ પણ ન કરવું એવો અર્થ કરનાર સરસ્વતીએ સંસારીઓનાં દુઃખ ટાળવા માટે ભાવના સેવી. સંસારનો ત્યાગ કર્યા પછી સરસ્વતીએ કાલિકાસૂરિને ભાઈ તરીકે નહિ પરંતુ

સાધુ તરીકે માન્યા હતા. સદ્ ચારિત્ર્યવાનોના રક્ષણાર્થે કાલિકાસૂરિનું ગમન પ્રજાને પ્રેરણા આપી રહ્યું હતું. પ્રજાનો શાંત પડેલો ઉત્સાહ ફરીથી જાગૃત થયો હતો. અને તે જાગૃતિ ભયંકર તીવ્ર બની હતી.

આજ સુધીની પ્રજાની સહનશીલતા તૂટી ગઈ હતી. હવે પછીની કલ્પના અકથ્ય હતી. વિનયચંદ્રની વીતક કથા શ્રવણ કરી ત્યારે જ પ્રજા અડોલિયાના મહેલ તરફ જવાની હતી, પરંતુ દીર્ઘદ્રષ્ટિ શિશુપાળના વચનને તે ઉથાપી શકી નહોતી. રાજાના નાશ સિવાય તે નીતિનીા પંથે વળે તે અશકય હતું. અને તેના નાશ માટે સંગઠ્ઠન અને મહાન શકિતની જરૂર હતી ગર્દભ વિદ્યાની સાધના કરવાનો તેને વખત મળે તે પહેલાં તેનો નાશ થાય તો જ પ્રજાની જીત હતી. પણ શિશુપાળ, મહામંત્રી અને નગરશેઠ વિના કંઈ થઈ શકે તેમ નહોતું. હવે તો વિનયચંદ્ર પણ મળી આવ્યો હતો.

વિનયચંદ્રના હાથ નીચે એક સભા મળી અને નક્કી કરવામાં આવ્યું કે, ' શિશુપાળની રજા લઈને અડોલિયાના મહેલ તરફ જવું અને એક ક્ષણ પણ ન ગૂમાવતાં આખા મહેલને ચારે બાજુથી બાળીને ભસ્મ કરી નાંખવો. પછી ભલે તેમાં અડોલિયા અને રાજા હોય યા નહિ. પણ રાજાને અને અડોલિયાને પ્રજાની શક્તિનો પરચો તો જરૂર બતાવવો.

એ પ્રમાણે નક્કી કર્યા પછી શિશુપાળની આજ્ઞા લેવા માટે એક માણસને મોકલવામાં આવ્યો. થોડા જ સમયમાં તે માણસે આવી સમાચાર આપ્યા કે " મહારાજાના

બોલાવવાથી શિશુપાળ તેમને ત્યાં ગયા છે' બે પ્રહર વીતિ ગયા હોવા છતાં હજી પાછા આવ્યા નથી. ”

પ્રજામાં ખળભળાટ જાગ્યો. અનેક પ્રકારની શંકા કુ-શંકાઓ થવા લાગી. રાજાને શિશુપાળ સાથે બે પ્રહર સુધી ચર્ચા કરવાની હોય જ નહિ. તે ઉપરાંત શિશુપાળે પોતાનો હોદ્દો ત્યાગ્યો હતો. કલ્પનાને સીમા હોતી નથી. અને તેમાં પણ હજારોની સંખ્યામાં એકઠાં થયેલા માણસોની કલ્પનાઓ પાર જ ન હોય! વિનયચંદ્રે પોતાની શંકા જાહેર કરી કે, “ મને આમાં ભેદ લાગે છે. શિશુપાળ માટે મહારાજાના હૃદયમાં કારમો અગ્નિ ભભૂકી રહ્યો છે. તેમનો હોદ્દો પણ રાજાએ ખૂંચવી લીધો છે. એટલા માટે મહામંત્રીને પણ શાણા થઇને બેસી રહેવું પડયું છે. રાજાને અને શિશુ-પાળને કોઈ જાતની ચર્ચા કરવાની હોય જ નહિ. અને તે મહાસેનાપતિ બે પ્રહર સુધી પાછા ન આવે એ રાજાની દુર્બુદ્ધિ જ દર્શાવી આપે છે. આપણે આ બાબતની તત્કાળ તપાસ કરવાની જરૂર છે. ”

“ આપણે સીધા અડોલિવાના મહેલ આગળ જઇએ. ત્યાં મહારાજા પણ હશે. આપણે તેમની પાસે જવાબ માગીશું.” સભામાંથી એક યુવક બોલી ઉઠયો.

“ એમાં આપણે ફાવીશું નહિ.” વિનયચંદ્ર બોલ્યો. “ જે માણસ મહાસેનાપતિને ત્યાં જઈ આવ્યો છે, તેને મહામંત્રીને ત્યાં મોકલીએ. મહામંત્રી કદાચ આ બાબતમાં જાણતા હશે. અને જો તે જાણતા ન હોય તો તેમના કાને આ વાત નાંખવાની જરૂર પણ ખરી. તેમજ તેમના તરફથી આપણને દિશા સૂચન પણ થશે. મહાસેનાપતિની ગેરહાજરીમાં આપણે મહામંત્રીની સલાહ લેવી જોઇએ. ”

" એ તદ્દન સત્ય છે." એક વૃદ્ધ પુરૂષ બોલ્યો: " વિનયચંદ્રનું કથન અમલમાં મૂકવાને વાર લગાડવી ન જોઈએ. મહામંત્રી પણ મહાસેનાપતિના મિત્ર છે. તે આપણને સાચી સલાહ આપશે. "

તેની પાછળ કેટલાયે અવાજો સંભળાવવા લાગ્યા. સઘળાએ વિનયચંદ્રનું કથન માન્ય રાખ્યું વિનયચંદ્રે તે માણસને મહામંત્રીને ત્યાં મોકલ્યો. પછી તે પ્રજાને ઉત્સાહ આપવા માટે બોલવા લાગ્યો.

" આખા જગત પર રાજ્ય કરનાર મહાન રાજાઓનાં રાજ્યો પણ ટકી શકયાં નથી, તો આ નાનકડું અને અભિમાનના અંધારા કૂવામા ડૂબેલું રાજ્ય કયાં સુધી ટકી રહેશે ! આજ સુધી કોઇ પણ રાજ્ય અમર થયું નથી અને ભવિષ્યમાં થશે પણ નહિ. આપણા રાજાને તેની વિદ્યાનો અહંકાર છે. પણ તે વિદ્યા તેનો જ નાશ કરશે. સાધનાથી મેળવેલી વિદ્યાઓ છેવટે સાધકનો જ નાશ કરે છે. ન્યાય અને નીતિ પર ચાલનાર રાજાઓ પણ અમર બની શકયા નથી, તો આ અન્યાય અને અનીતિ પર ચાલતો રાજા કયાંથી અમર બની શકશે ! અન્યાયી રાજાઓનો નાશ બીજા રાજાઓથી થતો નથી પણ પ્રજાથી જ થાય છે આજે આપણા હૃદય કકળી રહ્યા છે.. આપણી મા બહેનોના મન પોતાના દેહનું અને શિયળનું રક્ષણ કરવા માટે આપણને વિનવી રહ્યાં છે. કાલિકાસુરિ જેવા મહાન પુરૂષનું અપમાન થયું છે. સરસ્વતી જેવી બાલબ્રહ્મચારીણીને કયાંય પણ સંતાઈ રહેવું પડયું છે. આ સર્વનું મૂળ રાજાની વિષયવાસના છે. અને વિષયવાસના પર જીવનને છૂટું મૂકી દેનારને માટે

અનંત વેદનાઓ સિવાય બીજું કંઈજ નીર્માયું હોતું નથી. જીવનમાં સુખ અને શાંતિ મેળવવા માટે ન્યાય અને નીતિને સાધવા પડે છે. તે સાધનમાં જે સફળ થાય તેને તે મળે છે. આપણે ન્યાય અને નીતિના માટે મેદાને પડયા છીએ. રાજાની પાસે ગર્દભ વિદ્યા અને સત્તા છે, જ્યારે આપણી પાસે પરમકૃપાળુ પરમાત્માની ઓથ અને દૂભાયેલાંઓના આશિર્વાદ છે.

આપણે ઘણું સહન કરવું પડશે. જીવનનાં સુખ ત્યાગવાં પડશે. સગાંવહાલાંઓના પ્રેમને તરછોડવો પડશે. અને વખત આવે તો અનેકોના પ્રાણ આપવા પડશે. આપણે એક સત્તાની સામે માથું ઉંચકી રહ્યા છીએ. આપણે આપણો ભોગ આપતા થઇશું તો આખો દેશ આપણી બાજુએ ઉભો રહેશે અને આખા દેશનું સંગઠન થશે તો અનીતિમય સત્તા એક દિવસ પણ ટકી શકશે નહિ. પણ આપણે ક્રાંતિ જગાવતાં પહેલાં અંતિમ ઘડી સુધી મક્કમ રહેવાની તૈયારી કરી રાખવી જોઈએ."

'અમારી તૈયારી છે, અમે તૈયાર છીએ.' વગેરેના પોકારોથી આખું વાતાવરણ ગર્જી ઉઠયું. માનવમેદનીમાં પણ વધારો થઇ રહ્યો હતો. જેમ જેમ સમય પસાર થતો જતો હતો તેમ તેમ લોકો ઉત્સાહી અને મક્કમ બનતા જતા હતા. એટલામાં મહામંત્રી પાસે ગયેલા માણસે આવીને સમાચાર આપ્યા કે, " મહામંત્રી વિનયચંદ્રને અત્યારેને અત્યારે બોલાવે છે. વિનયચંદ્ર જ્યાંસુધી પાછા ન આવે ત્યાં સુધી પ્રજાએ શાંતિ જાળવી રાખવી."

વિનયચંદ્રે બધાને સમજાવીને શાંતિ ધારણ કરવાં જણાવ્યું.

વિશેષમાં તેણે કહ્યું કે, " શાંતિ એ પણ આપણી ક્રાંતિનું એક મહત્ત્વનું અંગ છે. જો આપણે શાંતિમાં સફળતા મેળવી શકીશું નહિ તો ભવિષ્યમાં કોઈ પણ કાર્યમાં સફળતા મેળવી શકીશું નહિ. "

પ્રભનએ તેને શાંત રહેવાનું વચન આપ્યું. વચન લઈને તે મહામંત્રીને ત્યાં જવા નીકળ્યો. તેના ગયા પછી અનેક જાતના તર્ક વિતર્કો થવા લાગ્યા.

## પ્રકરણ ૨૭ મું

### શિશુપાળને કેદની શિક્ષા થાય છે

અડોલિયા ભરમાવ્યાથી રાજાના વિચારોમાં દૃષ્ટતા પ્રવેશવા માંડી હતી. મર્દન અને સ્થાનથી પરવારીને રાજાએ શિસુપાળને બોલાવવા માટે એક અનુચરને મોકલ્યો. અનુચર જ્યારે શિશુપાળને ત્યાં પહોંચ્યો ત્યારે તે લાંબી ફાળે આંટા મારી રહ્યો હતો. બેચેનીમાં પસાર થતો સમય તેનાથી સહન થઈ શકતો નહોતો. લશ્કરી મગજનો સત્તાધિશ સહન કરવાને પ્રેરાય ત્યારે તેની શકિતની કિંમત અંકાય છે. શારિરીક શકિત સહનશકિતની સાથે સંબંધ ધરાવતી હોય છે. સહનશકિતના અભાવે શારિરીક શકિત કોઈ કોઇ વખત નિષ્ફળ નીવડે છે.

કાલિકાસૂરિના ગમન પછી તેને લાગ્યું હતું કે, તેમની સાથે મોકલેલા એક બે માણસથી કંઈ થઈ શકે તેમ નથી. સાથે બીજા ચારેક માણસોની જરૂર છે. અને તે વિચાર તેણે મહામંત્રીને જણાવ્યો હતો, મહામંત્રીએ તેમાં સંમત્તિ આપી હતી. ચૂંટી કાઢેલા અંગત ચાર જાસુસોને તરત

રવાના કરવામાં આવ્યા હતા. તે જાસુસો બીજે જ દિવસે કાલિકાસૂરિની પાસે પહોંચી ગયા હતા.

કાલિકાસૂરિને શિશુપાળ, મહામંત્રી અને નગરશેઠ ધનપાળ પ્રત્યે બહુ માન હતું. તેમાં આ ચાર માણસોને મોકલવાની શિશુપાળની અને મહામંત્રીની સમયસૂચકતા જોઈ તેમના દિલમાં તે લોકો પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થયો.

તે પછી બીજે દિવસે તેમણે મહામંત્રી, શિશુપાળ અને ધનપાળ શેઠનીકુંડળી કાઢીને જોયું તો માલુમ પડયું કે, મહામંત્રી સિવાય બે વ્યકિતઓ પર ભયંકર આફત ઉતરી આવવાની છે. તેમાંથી ધનપાળ શેઠ બચી જશે પણ શિશુપાળ બચી શકે તેમ નથી. તેઓ અવિશ્રાંત પ્રવાસ કરતા કરતા ઘણા દૂર નીકળી ગયા હતા. એટલે તરત તેમણે નવા આવેલા ચાર જાસુસોમાંથી એકની સાથે આ સંદેશો મોકલી આપ્યો પણ તે સદેશો પહોંચે તે પહેલાં કુદરતે પોતાનું કાર્ય કરી લીધું હતું. નગરશેઠ આફતમાંથી બચી ગયા હતા અને શિશુપાળને રાજાનું આમંત્રણ મળી ચૂકયું હતું.

તેને લાગ્યું કે રાજાએ બની ગયેલી ઘટના પર ચર્ચા કરવા માટે બોલાવ્યો હશે અગર પોતાનો પ્રશ્ચાતાપ જાહેર કરવા બોલાવ્યો હશે, પણ ત્યાં ગયા પછી તેને સમજાયું કે રાજાનાં નેત્રોમાં ખૂનસ છે. ધગધગતા અંગારા વરસાવતાં નયનો વધારે પહોળાં કરી રાજાએ પૂછ્યું.

" શિશુાળ ! આ બધી શી ધમાલ છે ? "

" કયી મહારાજ ? " શિશુપાળે ગંભીર સ્વરે સામો પ્રશ્ન કર્યો.

" આપણા નગરમાં તોફાન મચી રહ્યું છે ! "

" એની મને શી ખબર પડે ! "

" તમને ખબર ન પડે તો બીજા કોને ખબર પડે ? "

" એ તો પ્રજા જાણે અને નગર રક્ષકો જાણે" શિશુપાળે તે બાબતમાંથી છૂટી પડતાં કહ્યું.

" ત્યારે તમે શું કરશો ? " હાથનીચેના માણસને દબાવતો હોય તેમ રાજા તીવ્ર સ્વરે પૂછી રહ્યો હતો.

" હું થોડો સત્તા પર છું ? "

હવે રાજાને ભાન આવ્યું કે, શિશુપાળે ક્યારનોય હોદ્દાનો ત્યાગ કર્યો હતો. " હવે પ્રજા શું કરવા માગે છે ? " રાજાએ પૂછ્યું.

" મને તે બાબતની ખબર નથી."

" પ્રજાના આગેવાન તરીકે તમે દોરી સંચાર કરી રહ્યા છો. ".

" આપ જેમ માનો તેમ. "

" પણ પ્રજામાં ઉશ્કેરાટ થવાનું કારણ શું છે, તે તો તમે જાણતા જ હોવા જોઈએ."

" મારા કાને સાધારણ પણે વાત આવી છે કે, તમે સરસ્વતીને પૂરી રાખી છે એમ પ્રજા માને છે." પ્રજા શું માને છે તે તેણે રાજાને કહી સંભળાવ્યું સરસ્વતી ક્યાં છે તે ન જણાવવામાં તેણે તેની સલામતી જોઈ.

" તે વાત તદ્દન ખોટી છે. મેં સરસ્વતીને પૂરી રાખી નથી. પણ જો મારા સૈનિકોના હાથમાં પકડાશે તો હું તેને જતી નહિ કરું. " રાજા તદ્દન નફ્ફટ થઈને બોલ્યો.

" જેમ આપને ઠીક લાગે તેમ કરો. "

" આ ઉપરથી મને એમ લાગે છે કે, તમને તેની બાતમી મળી હોવી જોઇએ."

" જેની બાતમી મહારાજાને અને તેમના સૈનિકોને ન મળે તેની બાતમી મને ક્યાંથી મળે ?"

" તે વાત ગલત છે. તમારે મને સરસ્વતી સોંપવી પડશે."

" તે ક્યાં છે, તે જ હું જાણતો નથી તો તેને તમારે હવાલે કરૂં ક્યાંથી ?"

" તો તમારે સહન કરવું પડશે."

" જે સહન કરવાનું હશે તે સહન કરવું જ પડશે "

" આટલો બધો અભિમાન આવી ગયો છે ?" રાજાનો ક્રોધ સીમા વટાવી રહયો હતો.

" આમાં અભિમાન જેવું કંઈ નથી, મહારાજ !"

" અને આજે વિનયચંદ્રની બાબતમાં તમે અડોલિયા પર ખોટા આક્ષેપો કર્યા છે, એ વાત સત્ય છે ?"

" ખોટા આક્ષેપો કર્યા છે, તે વાત અસત્ય છે. પરંતુ જે સત્ય હતું તે મેં જાહેર કર્યું છે."

" સત્ય શું હતું ?"

" તમારી બહેને પોતાના વિલાસને પોષવા માટે વિનયચંદ્રને તેના પ્રાસાદમાં બોલાવીને તમારાથી છાની રીતે પૂરી રાખ્યો હતો."

" એ તમે શા આધારે કહી શકો છો ?"

" વિનયચંદ્રે જાતે જ તે વાત જાહેર કરી છે."

" જો તેને ગુપ્ત જગાએ પુરી રાખવામાં આવ્યો હતો, તો તે બહાર નીકળી શકયો શી રીતે ?

" તે એક વ્યક્તિની સહાયથી બહાર નીકળી શકયો છે"

" કયી વ્યક્તિ ?"

" તે હું કહી શકું તેમ નથી."

" કારણ ?"

" કારણ કે મેં તેનું નામ ગુપ્ત રાખવાનું વચન આપ્યું છે."

" તે તદ્દન બનાવટ છે."

" આપ જેમ માનો તેજ વધુ શ્રેયષ્કર છે."

" તમારે તે વ્યક્તિનું નામ આપવું પડશે."

" તે નહિ બની શકે, મહારાજ !" શિશુપાળના અવાજમાં કડકાઇ પ્રવેશી."

" તો તમે અહીંથી નહિ જઈ શકો."

" એવી ધમકીથી તમે એ વ્યક્તિનું નામ નહિ મેળવી શકો."

" આ ધમકી નથી." રાજાનો અવાજ ફાટી ગયો.

" ભલે સત્ય નીવડે." શિશુપાળે નિડરતાથી કહ્યું.

" જીવનભર ગુપ્ત નિવાસમાં સડવું પડશે."

" ન્યાય, નીતિ અને સત્યને માટે તે નિર્માયેલું જ હોય છે."

" પાછળથી પસ્તાવું પડશે, શિશુપાળ !"

" પસ્તાવો તો છીછરા મનવાળાઓને હોય છે, મારા જેવા વિશાળ મનવાળાને નહિ.

" આખરે નથી માનવું ?"

" ના."

" હજી પણ એક વખત વિચાર કરવાની તક આપું છું."

" વિચાર કરીને જ હું બોલ્યો છું. મારા બોલાયેલા શબ્દો કદિ પણ ફરતા નથી."

"ભલે." કહી તેણે એક સૈનિકને હાક મારી. " સૈનિક."

" જી." સૈનિક આવીને હાથ જોડતાં બોલ્યો.

" સિશુપાળને ગુપ્ત જેલમાં પૂરી દે અને હાથ પગમાં મજબૂત બેડીઓ પહેરાવવાનું ભૂલતો નહિ."

સૈનિક થોડો વખત શિશુપાળની તરફ જોતો ઉભો રહયો. એક ડગલું પણ તે આગળ વધી શકયો નહિ.

" કેમ, હિમત ચાલતી નથી ? " રાજાએ પૂછ્યું.

" ચાલે છે, પ્રભુ ! " કહી સૈનિક શિશુપાળની પાસે ગયો. તેણે તેને નમન કરીને પોતાની પાછળ પાછળ આવવા જણાવ્યું.

શિશુપાળ કોઈ પણ જાતનું તોફાન કરવા ઈચ્છતો નહોતો. સૈનિકનો વિનય અને તેના નમ્ર શબ્દો સાંભળીને

તેને તેના માટે દયા ઉદ્દ્ભવી. સૈનિક પોતાની ઈચ્છા ન હોવા છતાં તેની ફરજ બજાવી રહયો હતો.

શિશુપાળ સૈનિકની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

# પ્રકરણ ૨૮ મું

## મહામંત્રીને નવું જાણવા મળે છે.

કાલિકાસૂરીનો સંદેશો લઈને આવનાર જાસુસ પહેલાં શિશુપાળને ત્યાં ગયો. પણ ત્યાંથી તેને સમામાર મળ્યા કે 'શિશુપાળ રાજાના આમંત્રણથી રાજમહેલમાં-કાળા પ્રાસાદમાં ગયા છે.'

ત્યાંથી નીકળીને તે મહામંત્રીને ત્યાં ગયો. જ્યારે તે ત્યાં પહોંચ્યો ત્યારે મહામંત્રી નગરના વ્યવસ્થાપક જાસુસી પોતાના અધિકારીની સાથે મસલત કરી રહ્યો હતો. અનુચરે તેને સમાચાર આપ્યા કે તરત આવનાર જાસુસને અંદર બોલાવવામાં આવ્યો. મહામંત્રીના ચહેરા પરના ભાવ પારખીને જાસુસે બીજી વાતો કરવા માંડી. થોડી વારે જાસુસી પોતાના અધિકારીના ગયા પછી મહામંત્રીએ પૂછયું.

"તું ઓચિંતો કયાંથી ?"

"પ્રભુ ! કાલિકાસૂરીએ સમાચાર પાઠવ્યા છે ?"

"મને ?"

" આપને અને મહાસેનાપતિને."

" શા સમાચાર છે?"

" તેમણે કહાવ્યું છે કે, મહાસેનાપતિ શિશુપાળ અને નગરશેઠને માટે આફતો ઉતરી આવવાની છે. તેમાંથી નગરશેઠ બચી શકશે પણ મહાસેનાપતિ નહિ બચે." જાસુસે કાલિકાસૂરીનો સંદેશો કહી સંભળાવ્યો.

" તું તેમની પાસેથી ક્યારનો નીકળ્યો છે?"

" બે દિવસ થયા."

" તે ક્યાં સુધી પહોંચ્યા છે?"

" આપણી સરહદ વટાવી ચૂક્યા છે."

" તને આવતાં વાર કેમ લાગી?"

" શક લોકોના જાસુસો આપણી સરહદનું નિરિક્ષણ કરી રહ્યા છે. ત્યાં આગળ ચારેક પ્રહર રોકાઈ ગયો હતો."

" કેમ?"

" તેમનો એક માણસ આપણા નગરમાં છે, એમ તેમના કહેવા પરથી મને લાગ્યું."

" તેનું નામ જાણવા મળ્યું છે?"

" ના. પણ તે યુવાન, રસિક અને સુંદર છે, એટલું જાણવા મળ્યું છે."

" ભલે. તું બહાર બેસ. હું મહાસેનાપતિને બોલાવું છું."

" તે ઘેર નથી, પ્રભુ!"

" તને ક્યાંથી ખબર?"

" હું તેમને ત્યાં જઈને આવ્યો છું."

" ક્યાં ગયા છે, તે પૂછ્યું હતું?"

" હા. રાજાના આમંત્રણેથી કાળા પ્રાસાદમાં ગયા છે. લગભગ બે પ્રહર વીતિ ગયા છે, પણ હજી આવ્યા નથી."

" તું બેસ. હું ફરીથી તપાસ કરાવું છું."

મહામંત્રીએ એક અનુચરને મોકલીને શિશુપાળને ત્યાં તપાસ કરાવી. તપાસનું પરિણામ જાસૂસે જણાવ્યા પ્રમાણે જ આવ્યું. મહામંત્રી વિચારમાં પડી ગયો. જરૂર આમાં કંઈક ભેદ હોવો જોઈએ.

" તું આજનો દિવસ રોકાઈ જા. આજે રાત્રે તને સંદેશો આપવામાં આવશે. તે લઈને તું કાલે પ્રાતઃકાળે અહીંથી રવાના થજે."

" સારૂં."

જાસૂસ ત્યાંથી ગયો. ત્યાર પછી અર્ધા પ્રહરે વિનયચંદ્રે મોકલેલો માણસ આવ્યો. તેને વજ્રકુમારે જણાવ્યું કે ' વિનયચંદ્રને અહીં મોકલ.'

ત્યાર પછી વિનયચંદ્ર આવ્યો. તેને યોગ્ય આવકાર આપીને મહામંત્રીએ કહ્યું. " વિનયચંદ્ર, તારો માણસ આવ્યો હતો."

" હા જી. તેણે જ મને આપની પાસે આવવાનું જણાવ્યું હતું."

" મેં તને શા માટે બોલાવ્યો છે, તે તું જાણે છે ?"

" ના."

" હવે આપણે બહુ ચેતીને ચાલવાનું છે. મહારાજા દિવસે દિવસે માણસાઈ ભૂલતા જાય છે." મહામંત્રીએ જાણ્યું કે, નગરશેઠથી બીજા નંબરે અને મહા કાંતિના

આગેવાન તરીકે પ્રજાએ વિનયચંદ્રને પસંદ કર્યો છે. નગરશેઠ આ વિષયમાં રસ લેતા ન હોવાથી વિનયચંદ્ર સાથે જ ખુલ્લા દિલથી વાત કરવાની જરૂર છે. કારણ કે શિશુપાળ પણ મહારાજાની કુટિલતાના ભોગ બન્યા હોય એમ લાગે છે. વિનયચંદ્રની સાહસિકતા અને તેના વિચારને ઉપયોગી થઈ પડશે.

" કેમ ? " શિશુપાળ રાજાને ત્યાં ગયો છે એટલું જ તે જાણતો હતો. તેથી વિશેષ તેને ખબર નહોતી.

" શિશુપાળ રાજાને ત્યાં ગયા છે બે પ્રહર વીત્યા હોવા છતાં તે પાછા આવ્યા નથી. મને લાગે છે કે, રાજાએ તેમને અટકાવી રાખ્યા હોવા જોઈએ." વજ્રકુમારે પોતાનું અનુમાન જાહેર કર્યું.

" મહાસેનાપતિએ જતાં પહેલાં આપને ખબર આપ્યા નહોતા ? "

" ના,"

" તો તેમની તપાસ કેવી રીતે થઈ શકશે ? " વિનયચંદ્રે ચિંતાગ્રસ્ત ચહેરે પૂછ્યું,

" તે બધું થઈ રહેશે. પહેલાં તું પ્રજાને શાંત કર. મારા તરફથી તેમને કહેજે કે આજનો દિવસ શાંત રહે. કારણે કે મહાસેનાપતિના માથે આફત આવી હોવી જોઈએ. ભવિષ્યવેત્તા કાલિકસૂરિ તરફથી આજે માણસ આવ્યો છે. તેની સાથે તે મહાન પુરૂષે સમાચાર પાઠવ્યા છે કે, ' નગરશેઠ અને મહાસેનાપતિ શિશુપાળ પર થોડા જ સમયમાં આફત આવવાની છે, તેમાંથી નગરશેઠ બચી જશે, પણ મહાસેનાપતિ નહિ બચે. એટલે મારા માનવા પ્રમાણે નગરશેઠ નિષ્કલંક બનીને આફતમાંથી બચી ગયા છે. પણ મહાસેનાપતિ

જો રાજાના હાથમાં ફસાયા હશે તો નહિ બચે. માટે પહેલાં આપણે તેમને બચાવવાનો રસ્તો લેવો જોઈએ."

" સરસ્વતીની ભાળ પડ્યાના સમાચાર આપે કાલિકસૂરીને મોકલ્યા છે ? " વિનયચંદ્રે પૂછ્યું.

" હા. આજે સવારે જ મારો ખાનગી માણસ અહીંથી ગયો છે. મને લાગે છે કે, આજનો દિવસ આપણે શાંતિ રાખીને મહાસેનાપતિની તપાસ કરીએ, તે બાબતમાં મેં આપણા જાસુસીખાતાના અધિપતિને કહ્યું છે. તેમજ હાલના મહાસેનાપતિ મલયકેતુને પણ તેમની તપાસ કરવા જણાવ્યુ છે તે બંને જણા આપણા પક્ષમાં છે. છતાં જેટલો ભરોસો મલયકેતુ પર મૂકી શકાય તેટલો ભરોસો જાસુસી ખાતાના અધિપતિ પર ન મૂકી શકાય ! " વજ્રકુમારે વિનયચંદ્રને કેટલીક ખાનગી વાતો જણાવા માંડી.

" મલયકેતુ તો આપના જયેષ્ઠ બંધુ છે ને ? "

" માટે જ તેમની પર વિશ્વાસ રાખવા જેવો છે."

" તો હું આપના નામે પ્રજાને આજનો દિવસ શાંત રહેવાને કહું છું. " વિનયચંદ્રે ઊડવાની તૈયારી બતાવતાં કહ્યું.

" હા. અને બીજી એક વાત તને કહું છું. વાત બહાર ન જાય એટલું ધ્યાન રાખજે, " વજ્રકુમારે વિનયચંદ્રને ચેતવ્યો.

" પ્રાણ જતાં સુધી આપની સાથે વિશ્વાસઘાત નહિ કરૂં. " વિનયચંદ્રે ખાત્રી આપી.

" આપણા નગરમાં શકોનો એક જાસુસ આવ્યો છે. ઘણા દિવસથી અહીં રહે છે. તેનું નામ જાણવામાં નથી આવ્યું, પણ યુવાન, રસિક અને સુંદર છે. " વજ્રકુમાર બોલ્યો.

" મારા માનવા પ્રમાણે સરયુએ મને તેના કહેવાથી જ અડોલિબાના પ્રાસાદમાં મુક્ત કરાવ્યો હોવો જોઈએ." વિનયચંદ્રે પોતાની કલ્પના દોડાવી.

" ના શિશુપાળ દાદાના કહેવાથી." વજ્રકુમારે બોલ્યો.

" તેમને તો નિમિત્ત માત્ર બનાવવામાં આવ્યા હોવા જોઈએ. કારણ કે તમે કહો છો તેવા યુવાનને અને સરયુને મેં એક વખતે જંગલમાં સાથે જોયા હતા." વિનયચંદ્રે કહ્યું.

" ક્યારે ? "

" જ્યારે મહાસેનાપતિ શિશુપાળ, ઉપસેનાપતિ મલયકેતુ કોષાધ્યક્ષ રૂદ્રદામન અને મહામંત્રી વજ્રકુમાર એટલે આપ, સરસ્વતીના અદ્રષ્ય થયા પછી જંગલમાંથી પસાર થઈ રહ્યા હતા ત્યારે. તે બને જણા એક ઝાડીમાં કંઈક વાતચીત કરી રહ્યા હતા તે સમયે હું ત્યાંથી પસાર થઈ રહ્યો હતો. અચાનક મારી દ્રષ્ટિ તેમના પર પડતાં મેં તેમની વાતચીત સાંભળવાનો પ્રયત્ન કર્યો હતો. પણ તમારા ઘોડાઓના અવાજથી તેઓ ચેતીને ચાલ્યા ગયા હતા. મહાસેનાપતિ શિશુપાળે પોતાની શંકા પ્રકટ કરી હતી, પણ તેમની શંકાનું નિવારણ થાય તે પહેલાં તો તેઓ છટકી ગયાં હતાં. હું પણ તમારી નજરે ન પડતાં ચાલ્યો ગયો હતો." વિનયચંદ્રે કેટલાક દિવસ પહેલાંનો પ્રસંગ કહી સંભળાવ્યો.

મહામંત્રીને યાદ આવ્યું કે, જ્યારે તે ચારે મિત્રો જંગલમાંથી પસાર થઇ રહ્યા હતા ત્યારે અચાનક શિશુપાળે ઈશારત કરીને શાંતિ ધારણ કરવા અને આગળ ન વધવા જણાવ્યું હતું. અને પોતાની શંકા જાહેર કરી હતી કે,

અહીંથી કોઈ પણ માણસનો અવાજ આવ્યો છે. એ વખતે ત્યાં તપાસ કરવામાં આવી હતી પણ તેમાં તેઓ નિષ્ફળતા નીવડયા હતા. આખરે તે વાતનો પત્તો આજે અચાનક લાગી ગયો. શિશુપાળના કાનની ચંચળતાની શંકા સત્ય નીવડી.

"તને મુકત કરાવવાની જરૂર તેને શા માટે હોય ?" વજ્રકુમારે પોતાની શંકા પ્રગટ કરી.

"જો હું મૂકત ન થાઉં હું તો પ્રજાની ક્રાંતિ નગરશેઠનો ભોગ માગે. અને તે ભોગ મળતાં રાજા પ્રત્યેનો પ્રજાનો ક્રોધ ઓસરી જાય. જો તેમ બને તો ગંધર્વસેનનું ડગમગતું સિંહાસન પાછું સ્થિર થાય. અને એ કારણથી સૌરાષ્ટ્રના રાજા રૂષભદત્ત[1] અને સિંધુની પેલી બાજુના શકો વચ્ચે ચાલી રહેલી મસલત નિરર્થક નીવડે. એ બંને જણા આપણા રાજાની નબળી બાજુઓનો અને પ્રજામાં વધતી જતી ક્રાંતિનો લાભ લેવાને તલપી રહ્યા છે. જો હું મુકત ન થાઉં અને પ્રજા પાછી શાંત બની જાય તો તેમની આશાઓ નષ્ટ પામે. વિનયચંદ્રે કહ્યું.

"તો પછી સરયુ શિશુપાળદાદાને શા માટે મળે ?" વજ્રકુમારે પૂછ્યું.

"જો સરયુ તમને અગર મહાસેનાપતિને આગળ કર્યા સિવાય મને મુકત કરે, તો તેણે કારણ દર્શાવવું પડે. અને તે કારણ દર્શાવવા જતાં તેના પ્રેમીને-સૌરાષ્ટ્રના જાસુસને જાહેર કરવો પડે. તે વ્યકિત જાહેર થતાં જાસુસ તરીકે ઓળખાયા સિવાય રહે નહિ. એટલે સરયુએ અને તેના પ્રેમીએ જે પગલું ભર્યું છે, તે ખૂબ વિચાર કરીને ભર્યું

---

૧ રૂષભદત્તની પત્ની દક્ષમિત્રા નહપાણની પુત્રી થતી હતી.

છે." વિનયચંદ્રે પોતાની તેજસ્વી કલ્પના શક્તિ વડે ખુલાસો કર્યો.

"ત્યારે તારે એક કામ કરવાનું કહે છે."

"શું ?"

"તે માણસ તારા જોવામાં આવે તો તેની માહીતી મેળવવાનું."

"હવે હું તે બાબતમાં ધ્યાન આપીશ."

"જો કે મેં મારા એક માણસને તે કામ સોંપ્યું છે, પણ હજી સુધી તેણે સફળતા મેળવી નથી"

"આપ તે બાબતમાં નિશ્ચિંત રહેજો." વિનયચંદ્ર તે કામ ઉપાડી લેતાં ખાત્રી આપી.

"તો હવે તું જા. અને તારાથી બનતો પ્રયત્ન કરીને મારા નામે પ્રજાને આજનો દિવસ શાંત રાખવાનો પ્રયત્ન કર. કાલ સવાર સુધીમાં હું ગમે તે પ્રકારે મહાસેનાપતિના સમાચાર મેળવી લઈશ." વજ્રકુમાર જવાની રજા આપતાં વિનયચંદ્રને કહ્યું.

"હું મારાથી બનતો પ્રયત્ન કરીશ. જો વાંધો ન હોય તો આજે રાત્રે આપને મળી જાઉં." વિનયચંદ્ર ઉઠતાં ઉઠતાં બોલ્યો.

"ત્યારે જ્યારે આવવું હોય ત્યારે આવજે." વજ્રકુમારે કહ્યું.

વિનયચંદ્ર નમન કરીને ત્યાંથી બહાર નીકળ્યો. તેના ગયા પછી મહામંત્રીએ બહાર જવાની તૈયારી કરવા માંડી.

## પ્રકરણ ૨૮ મું

### શિશુપાળ કેદમાં પૂરાય છે.

શિશુપાળને ગુપ્ત કેદમાં લઇ જનાર સૈનિકનું દિલ ડંખી રહ્યું હતું. દેશની પ્રજા માટે અને કાલિકાસૂરીના થયેલા અપમાનને કારણે જેણે પોતાની સત્તાનો ત્યાગ કર્યો હતો, એવા મહાન પુરૂષને તે બંદીવાસ તરફ લઈ જઈ રહ્યો હતો.

મહાસેનાપતિ શિશુપાળે આખા સૈન્યનો ચાહ મેળવ્યો હતો. પોતે લશ્કરી અમલદાર હોવા છતાં તેણે કોઈ પણ સૈનિકને તૂચ્છકારી કાઢયો નહોતો, તેમજ કોઇ પણ સૈનિકનું હડહડતું અપમાન કર્યું નહોતું દર બે ત્રણ મહિને તે પ્રત્યેક ટૂકડીની અને તે ટૂકડીમાંના સૈનિકની મુલાકાત લેતો, કવાયત જોતો અને દેશને વફાદાર રહેવા માટે ભલામણ કરતો. દરેક સૈનિક પોતાના કુટુંબનો નિર્વાહ ચલાવી શકે તેટલો પગાર આપીને તેને સંતોષવામાં આવતો. આથી કોઈ પણ સૈનિકને તેના માટે અસંતોષની લાગણી પ્રકટતી નહિ. આથી પણ તેની વિશેષ મહત્તા એ હતી કે તે નીતિમાન અને ધર્મીષ્ટ હતો. તેનામાં કોઇ પણ જાતનું દુરવર્તન નહોતું. આ કારણે તે પ્રજામાં અને સૈન્યમાં વિશેષ પ્રિય થઇ પડયો હતો.

રાજાની વધતી જતી વિલાસ પ્રિયતા અને વિષય વાંછનાને તેણે અનેક રીતે તુચ્છકારી હતી. તે માટે તેણે મહારાણી મદનરેખાને પણ રાજાની વિરૂદ્ધમાં ઉશ્કેરી મૂકી હતી. રાજાની વિલાસ પ્રિયતા વિષે દર્શાવેલા તેના વિરોધમાં પ્રજાનો પણ અવાજ ભળ્યો હતો.

રાજા પાસેથી નીકળીને થોડે દૂર ગયા પછી શિશુપાળને ગુપ્ત બંદીવાસ તરફ લઇ જતાં તે સૈનિક બોલ્યો.

"પ્રભુ! હું આપને બંદીવાસમાં પૂરાવી શકીશ નહિ. આપ અહીંથી પસાર થઇ જાવ."

"શા માટે?" શિશુપાળે ચકિત થતાં પૂછ્યું.

સૈનિક જવાબ આપી શકયો નહિ. શિશુપાળે ફરીથી પૂછ્યું. "શા માટે તું મને બંદીવાસમાં પૂરાવી શકીશ નહિ?"

"મારામાં તેટલી શકિત નથી." સૈનિકે અચકાતાં અચકાતાં રહ્યું.

"મને કેદમાં પૂરાવા જેટલી શકિત તારામાંનથી, એમ તારૂં કહેવું છે ને!" શિશુપાળે સૈનિકના શબ્દોને પલટાવીને તે જ શબ્દોનાં પ્રશ્ન કર્યો.

"હા. મહારાજ!" સૈનિકે હાથ જોડીને કહ્યું.

"સૈનિક! તું સૈનિક છે. તારે બંદીવાન થનાર તરફ જોવાનું ન હોય; તારે તારી ફરજ બજાવવાની હોય." શિસુપાળ બોલ્યો.

"પણ, મહારાજ! હું ગમે તેને કેદમાં પૂરાવી શકીશ, પણ આપના માટે તે અશકય છે." સૈનિકે ખુલાસો કર્યો.

"તારે તેવા વિચારોને સ્થાન આપવું ન જોઇએ.

અને માન કે હું અહીંથી પસાર થઈ ગયો. પછી તારૂં શું થશે તેનો તને ખ્યાલ છે ?" શિશુપાળે પૂછ્યું.

"મારે મારા માટે વિચાર કરવાનો નથી, મહારાજ !"

"પણ મારે તો કરવો જોઇએ ને !"

"આપની સલામતી માટે અમે અમારા લાખો સૈનિકોના પ્રાણ આપવા તૈયાર છીએ." સૈનિકે સ્વાસ્થ્ય પ્રાપ્ત કરતાં કહ્યું.

"આ તું તમારા બધા સૈનિકોની વતી બોલે છે ?" શિશુપાળે સૈનિકોનું દિલ જાણવા માટે પૂછ્યું.

"હા, પ્રભુ !" સૈનિકે કહ્યું. "આપની ઇચ્છા વિરૂદ્ધ રાજાની એક પણ અનીતિમય આજ્ઞા ઉઠાવવાને કોઇ પણ સૈનિક તૈયાર નથી."

"કેદ રક્ષકો કોના પક્ષમાં છે, સૈનિક ?" શિશુપાળે કેદ રક્ષકો માટે જાણવા પૂછ્યું.

"તે પણ આપના જ પક્ષમાં છે, મહારાજ !" સૈનિક બોલ્યો. "આખા નગરમાં અમૂક માણસો સિવાય કોઈ પણ રાજાના પક્ષમાં નથી."

શિશુપાળને ખાત્રી થઇ કે પ્રજા, સૈન્ય અને રાજ્યના કર્મચારીઓ પર પોતે મૂકેલો વિશ્વાસ વ્યર્થ ગયો નથી. જો એ સર્વનું સંગઠન મજબૂત રીતે ટકી રહે તો રાજાને નમતું આપવું પડે અગર તો રાજ્યનો ત્યાગ કરીને ક્યાંય પણ ચાલ્યા જવું પડે. તેણે સૈનિકને કહ્યું: "તું મને રાજાની આજ્ઞા પ્રમાણે ગુપ્ત બંદીવાસમાં પૂરાવી દે."

"પણ, તે મારાથી કેવી રીતે બની શકે, મહારાજ" સૈનિક નમ્રતાથી બોલ્યો.

"પહેલાં તું તારું કર્તવ્ય બજાવી લે. રાજાની આજ્ઞાનો અનાદર કરવાની જરૂર નથી. તું જો મારા પ્રત્યે લાગણી રાખતો હોય તો હું કહું તેમ કર." શિશુપાળે સૈનિકને સમજાવ્યો.

"જેવી આજ્ઞા."

બંને જણા બંદીવાસ પાસે ગયા. સૈનિકે કેદ રક્ષકને રાજાજ્ઞા જણાવી. રક્ષકે નમ્રમણે શિશુપાળને હાથ જોડીને રાજાજ્ઞાનું પાલન કર્યું. શિશુપાળે સૈનિકને પોતાની પાસે બોલાવીને ખાનગીમાં પૂછ્યું કે "તારો પહેરો કયારે પૂરો થાય છે?"

'સૂર્યાસ્ત સમયે."

"તો તું એક કામ કર. તારો પહેરો પૂરો થયા પછી તું ખાનગીમાં મારા અહીં હોવાના સમાચાર આપજે."

"સારૂં. અને આપને ત્યાં સમાચાર આપવાના છે?" સૈનિકે પૂછ્યું.

"ના. મહામંત્રી સિવાય આ સમાચાર તારે બીજા કોઇને આપવાના નથી. તારા ઘરમાં પણ આ વાત પ્રકટ ન થવા દેવા માટે જણાવ્યું.

"હું કેદ રક્ષકને પણ ભલામણ કરતો જાઉં છું."

"ભલે."

સૈનિક બહાર આવ્યો. તેના બહાર નીકળ્યા પછી કેદ

રક્ષકે બંદીવાસના દરવાજા બંધ કર્યા. રાજના બધાજ માણસો શિશુપાળના પક્ષમાં હતા. સૈનિકે રક્ષકને બધી હકીકત કહી સંભળાવી. શિશુપાળની સેવામાં કોઈ જાતની કચાશ ન રહે, તે પણ કહ્યું. શિશુપાળને અચાનક બંદીવાસમાં પૂરવાની રાજાજ્ઞા સાંભળીને રક્ષક પણ વિચારમાં પડી ગયો હતો. સૈનિક પાસેથી શિશુપાળની હકિકત સાંભળીને તેના દિલમાં રાજા પ્રત્યે વધારે તિરસ્કાર ઉત્પન્ન થયો. પણ કેદ રક્ષક અને સૈનિક માટે ફરજ સિવાય કંઈ જ હોતું નથી. તેમના જીવનનું એક જ ધ્યેય હોય છે, ને તે એટલે ઉપરીના હુકમનો અમલ કરવો.

રાજાનો પ્રેમ મેળવના માટે અને પોતાની સત્તાને સ્થાયી બનાવવા માટે પ્રજા પિડક બનવાના સત્તાધિશોનો વર્તન વિરૂદ્ધ રહીને મહાંસેનાપતિ શિશુપાળ અને મહામંત્રી વજ્રકુમાર સત્તા ભોગવતા હતા. તેમાંથી શિશુપાળને સત્તા છોડવી પડી અને તેના કહેવાથી ને રાજ્યની આંતરિક હીલચાલત પાસવા માટે વજ્રકુમારે સત્તાને જતી ન કરી.

- શિશુપાળને જરૂરી કામના બહાના નીચે બોલાવીને બંદીવાન બનાવવામાં રાજાએ ગંભીર ભૂલ કરી હતી. તે માનતો હતો કે કોઈને આ વાતની ખબર નહિ પડે. અને જો કદાચ પડશે તો પ્રજા અને અન્ય કર્મચારીઓ શિશુપાળના બંદીવાસથી ડરીને આગળ પગલું ભરતાં અને ક્રાંતિમાં ભાગ લેતાં અટકી જશે. પણ તેની તે માન્યતા ખોટી હતી.

જેમ જેમ જૂલ્મીના જૂલ્મો વધતા જાય છે તેમ તેમ પ્રજાની ક્રાંતિ વધારે ને વધારે તીવ્ર બનતી જાય છે. તે જાણતો

નહોતો કે તેની આજ્ઞાને અમલ કરનાર સૈનિક અને રક્ષક પણ શિશુપાળના હિતના હિમાયતી હતા.

રક્ષકને સર્વ હકિકત જણાવીને સૈનિક પોતાની ફરજ પર ચાલ્યો ગયો. બંદીવાસની અંદર શિશુપાળ પ્રજાના હિતના વિચારે ચઢ્યો. આજસુધીની તેની કારકીર્દિના અનેક અનેક બનાવો તેની નજર સમક્ષ ખડા થવા લાગ્યા.

વિચારમાંને વિચારમાં તે સંધ્યાકાળ સુધી શૂન્ય મનસ્ક બનીને બેસી રહ્યો

## પ્રકરણ ૩૦ મું

### અડોલિયા શિશુપાળનું મૃત્યુ ઇચ્છે છે.

શિશુપાળને શિક્ષા ફરમાવીને રાજા અડોલિયા પાસે ગયો. જ્યારે તે તેની બ્હેન પાસે પહોંચ્યો ત્યારે અડોલિયા અન્ય વિચારોમાં મશગૂલ બની હતી. તેની નજર સમક્ષ વિનયચંદ્રનો સુંદર ચહેરો તરવરી રહ્યો હતો. ત્રીસ વરસનો યુવક વણિક હોવા છતાં ક્ષાત્રવટનું પ્રતિક ભાસતો હતો. તેનો સશક્ત દેહ અને અવયવોની ચંચળતા ગમે તેવી વ્યક્તિને આકર્ષવાને સમર્થ હતાં.

પુરૂષ પ્રત્યે સ્ત્રીનું આકર્ષણ મહત્તા દર્શાવતું હોય છે. કાચની પુતળી જેવી શોભતી અડોલિયાની નાજુક દેહલતા ગમે તેવા સંયમશીલ માણસને લોભાવે તેવી હતી. માંસલ શરીર, કમળની દાંડી જેવા શોભતા હાથ, ભરાવદાર ચહેરો મદઝરતાં નેત્રો, માદક ઓષ્ઠ, હલનચલનની ચંચળતા અને કદળદંડ જેવી સુંવાળી જંઘાને નિરંકુશ પણે જોવા મળવા છતાં યુવક લોભાયો નહિ, તે યુવક પ્રત્યે સહજ પણે ગમે તેવી સ્ત્રીનું મન ઇચ્છા ન હોવા છતાં લલચાય એ સ્વભાવિક છે

વિનયચંદ્રનો સંયમ અને તેની વિનયભરી વર્તણૂક અડો-લિયાને વધારે વિહ્વળ બનાવી રહયાં હતાં. તેવા યુવકની હસ્તી ન હોય તો તેના માટે કોઇને કંઈ ન લાગે. પણ તેવા યુવકની હસ્તી હોવા છતાં, રાજાની માનીતી બહેન અને વિલાસની મહારાણી જેવીની વિલાસની ઇચ્છા તે યુવક પાસેથી પૂરી ન થાય તો જરૂર તેનું હૃદય હળાહળ મય બન્યા વિના રહે નહિ.

અડોલિયાએ કલ્પના ચક્ષુઓ વડે વિનયચંદ્રના પ્રત્યેક અંગને જોવા માંડયું. તેની સાથેના સહવાસની પ્રત્યેક ક્ષણ તેણે વિચારી જોવા માંડી. આખા નગરની પ્રજાને પોતાના એક જ શબ્દે નચાવવાને સમર્થ બનેલો યુવાન તેનાથી ભૂલાય તેમ નહોતો. ‘ નગરશેઠના કહેવાથી જે પ્રજા શાંત બની નહોતી, તે જ પ્રજા વિનયચંદ્રની સમજાવટથી શાંત બનીને પોતપોતાને સ્થાને ચાલી ગઈ હતી. શું વિનયચંદ્રનો આ પ્રભાવ ઓછો ગણાય ? ’ અડોલિયાના વિચારોને સીમા નહોતી. તે તો એક જ કલ્પનાના ઘોડે ચઢી રહી કે, વિનયચંદ્ર પોતાની ઇચ્છાને માન્ય રાખવી જ જોઇએ. તે રાજાની બહેન હોવા છતાં જો તેની આજ્ઞા કે ઇચ્છાનો અનાદર થાય તો તેના જેવું તેનું હડહડતું અપમાન બીજું કયું હોય ? ‘ જો તેણે જીવવું હોય તો મારી ઇચ્છાને પૂર્ણ કરવી જ જોઈએ ! તેણે પોતાની કલ્પના શક્તિને આગળ દોડાવી.

“ શું વિચાર છે, અડોલિયા ? ” રાજાએ તેની પાસે બેસતાં પૂછ્યું.

“ આવી ગયા ? ” અડોલિયાએ રાજાના પ્રશ્નનો જવાબ ન આપતાં સામો પ્રશ્ન કર્યો.

" હા." રાજા અડોલિયાના હાથને પોતાના હાથમાં લઈ પંપાળતાં બોલ્યો. " તું બહુ વિચારમાં પડી ગઈ છે !"

" શું કરું ? " અડોલિયા ચહેરા પરના ભાવ બદલતાં બોલી. " તમારા જૂના સેનાપતિ શિશુપાળે મચાવેલો ઉત્પાત પ્રતિક્ષણે સ્મરણ પટ પર તરી આવે છે. એક ઉદ્ધત છોકરાએ પોતાની કલંક કથા છૂપાવી રાખવા માટે ઉપજાવી કાઢેલી વાતને એ લોકોએ શી રીતે માન્ય રાખી હશે, એજ હું તો સમજી શકતી નથી."

" એમાં સમજવા જેવું કંઈ નથી, અડોલયા ! " રાજા તેની બહેનની જંઘા પર માથું મૂકીને આડો પડતાં બોલ્યો. " જગતમાં સત્ય કરતાં અસત્યને વધારે સ્થાન હોય છે. ન્યાય કચેરીમાં સત્ય ને સત્ય તરીકે પૂરવાર કરવામાં અનેક મૂશ્કેલીઓ ઉભી થાય છે, જ્યારે સત્યને અસત્ય ઠરાવવામાં અનેક પ્રકારના આધારો મળી રહે છે. એમાં પણ તારાં છીદ્રો શોધતી પ્રજાને સાધન મળી ગયું. પછી એમાં પૂછવાનું જ શું હોય ! "

" એ ડોસો આવ્યો હતો ને ! " અડોલિયાએ શિશુ-પાળ વિષે પૂછ્યું.

" હા. "

" એણે ક્ષમા માગી ? "

" ના. "

" ત્યારે એમને એમ જ એને પાછો જવા દીધો ? અડોલિયાએ દ્વેષ ભર્યાં આશ્ચર્યથી પૂછ્યું.

“ અરે, એમને એમ તેને જવા દઉં એટલો હું મુર્ખ છું ? ” રાજા અભિમાનથી બોલ્યો.

“ ત્યારે તમે શું કર્યું ? ”

“ મેં તેને ગુપ્ત કારાવાસમાં પૂરાવ્યો છે. જ્યાં સુધી તે ક્ષમા નહિ માગે ત્યાં સુધી તેનાથી મુક્ત થઈ શકાશે નહિ.”

“ અને કદાચ ક્ષમા માગીને તે કારાવાસમાંથી મુક્તિ મેળવે તો તે શાંતિથી બેસી રહેશે, એમ તમે માનો છો ? ”

“ એ વખતે ફરીથી જોઇ લેવાશે.”

“ વિના કારણુ તેવું જોખમ ખેડવાની શી જરૂર ? ”

“ તો તું કહે તેમ કરીએ.”

“ એને જીવતો રાખવાનો નથી.”

“ એટલે મારી નાંખું, એમ ? ”

“ હા. ”

“ એ બાબતમાં બહુ વિચાર કરવો પડે.”

“ કેમ ? ”

“ જો પ્રજા જાણે તો શું થાય, એ તું કલ્પી શકે છે ? ”

“ શું થાય ? ”

“ કાલે થનારૂં તોફાન આજે થાય. પ્રજા કોઇના હાથમાં રહે નહિ. આખા સૈન્યમાં બેદિલી ફેલાય. અને જો સૈન્ય ફરી ગયું તો આપણે અહીં રહેવું કે જીવવું મૂશ્કેલ થઈ જાય.”

“ તમે રાજા થઇને પ્રજાથી અને સૈન્યથી ડરો છો ? ”

“ હજી તું રાજકરણથી અજ્ઞાત છે, અડોલિયા ! ” રાજા અડોલિયાને સમજાવવા લાગ્યો. “ આપણે રાજ્ય કરવું છે

પ્રજા પર અને સત્તા કાયમ રાખવી છે સૈન્યના બળ પર. સૈન્યની શક્તિ પર આપણું રાજ્ય ટકી રહ્યું હોય છે. તેની વફાદારી અને બહાદૂરીના કારણે જ પરદેશીઓ અને અન્ય રાજાઓ આપણી સામે શિર ઉપાવવાની હિમત કરતા નથી. જો સૈન્ય ફરી જાય તો ત્રણ દિવસ પણ આપણું સિંહાસન ટકી શકે નહિ. આજે આપણું સિંહાસન ડગમગી રહ્યું છે. કાલિકાસૂરી પરદેશીઓને આમંત્રણ આપવાને ગયા છે, પ્રજાએ ક્રાંતિની જ્વાળા પ્રકટાવી છે અને સૈનિકોનાં મન ઉંચાં થયાં છે. તેમાં જો શિશુપાળને મારી નાંખવાના સમાચાર પ્રકટ થાય તો પરિણામ શું આવે, તેની કલ્પના કરવી પણ મૂશ્કેલ છે."

" તો એના માટે એક બીજો રસ્તો છે."

" કયો ? "

" તે પછી કહીશ. પણ તેમાં તમને જરૂર સફળતા મળશે. તેથી શિશુપાળનું મૃત્યુ નીપજશે અને આરોપ તમારા પર આવશે નહિ. " અડોલિયા નવી તરકીબ સૂચવવા લાગી.

" પણ તેવી વાત છૂપાઇ રહેતી નથી." શિશુપાળનું ખૂન કરવાની હિંમત રાજામાં નહોતી.

" આમાં વાત છૂપાવવા જેવું છે જ નહિ. હું કહું તેમ કરીને બે દિવસ પછી તમે તેને છોડી મૂકજો."

" કારાવાસમાંથી તે મુક્ત થાય અને તે હકીકત પ્રજા સમક્ષ ખુલ્લી થાય, ત્યારે મારી શી દશા થાય ? "

" તમે તેને શું કર્યું છે, તે તેની સમજમાં આવે તેમ

નથી. અને જ્યારે તમે તેને મુકત કરો ત્યારે કહેજો કે, ‘ મેં તમારૂં મન જોવા માટે આવું પગલું ભર્યું હતું. માટે ખોટું લગાડશો નહિ. ’ વગેરે ચાર મીઠા શબ્દો બોલશો એટલે તેના દિલમાં થયેલું દુઃખ નાશ પામશે.”

“ પણ પ્રજા ઉશ્કેરાયા સિવાય નહિ રહે. ”

“ પછી પ્રજા ભલેને ઉશ્કેરાય.” અડોલિયા હિંમત આપવા લાગી.” જ્યાં તેમનો મહાન આગેવાન મૃત્યુ પામ્યો હશે ત્યાં પ્રજા કેટલે સુધી આગળ વધી શકશે; ”

“ એના મૃત્યુમાં આપણે જ હાથ છે, એમ પ્રજા માન્યા વિના રહેશે નહિ. ”

“ એ અશક્ય છે, ભાઈ! ” અડોલિયા રાજાના શિર પરના વાળને રમાડતાં કહી રહી હતી.” એ મૃત્યુ એવી રીતે થશે કે, પ્રજા તો શું પણ તે પોતે પણ સમજી શકશે નહિ.”

“ હું નથી માની શકતો.”

“ જે તમે નથી માની શકતા, તે જ હું મનાવવા માગું છું.”

“ ભલે. તું જેમ કહીશ તેમ હું કરીશ. પછી છે કંઇ! રાજા અડોલિયાના કોમળ ગાલ પર આંગળીઓ ફેરવતાં બોલ્યો.”

“ મારો ભાઈ મારા પક્ષમાં હોય, પછી મારે બીજું શું જોઇએ ! ” રાજાના મુખ પાસે પોતાનું મુખ લઇ જતાં અડોલિયા બોલી.

એટલામાં દાસીએ આવીને જણાવ્યું કે “ ભોજન તૈયાર છે.”

# પ્રકરણ ૩૧ મું

## સરસ્વતી ભવિષ્ય ભાખે છે

મહામંત્રી પાસેથી છૂટો પડીને વિનયચંદ્ર તેની રાહ જોઇ રહેલા ટોળા પાસે ગયો. ટોળાને સમજાવીને રવાના કર્યાં પછી તેણે નગરશેઠની મુલાકાત લીધી. મહામંત્રીએ આપેલા સમાચાર તેણે તેને કહી સંભળાવ્યા, શિશુપાળનું રાજા પાસેથી પાછું ન ફરવુ અને કાલિકાસૂરિનું ભવિષ્ય; એ બંને સાંભળીને શેઠ વિચારમાં પડી ગયા. તેમને ખાત્રી હતી કે, કાલિકાસૂરિનું ભવિષ્ય ખોટું પડે નહિ. અને જો તે ખોટું પડે નહિતો શિશુપાળનું મૃત્યુ જ થાય.

એજ દશા મહામંત્રીની થઇ હતી. શિશુપાળ વિષે રાજાને સીધું પૂછી શકાય તેમ નહોતું. જો તેને ગુપ્તવાસમાં પૂરવામાં આવ્યો હોય તો તેની ભાળ મળવી મૂશ્કેલ હતી. શિશુપાળ અને શિશુપાળની સલાહ વિના મહામંત્રી માટે કોઇ રસ્તો ખુલ્લો નહોતો.

તેણે આખી રાત શિશુપાળની તપાસ કરવામાં ગૂમાવી. અનેક ગુપ્તચરો મારફતે તપાસ કરાવી. પણ પરિણામ નિરાશાજનક આવ્યુ. કાલિકાસૂરિ તરફથી આવેલા માણસને પાછો

મોકલવાનો હતો સવારે તે માણસને તેણે કહ્યું કે, " તું કાલિકાસૂરિને કહેજે કે, નગરશેઠ આફત પરની નાશ પામી ગઈ છે. પણ શિશુપાળજી રાજાના હાથમાં સપડાયા છે. તેમને મૂકત કરાવવાને અમે પ્રયત્ન કરી રહ્યા છીએ. તેમને ક્યાં રાખવામાં આવ્યા છે તેની ભાળ મળતા જ અમે તેમને મૂકત કરાવીશું આપ આપના કાર્યમાં આગળ વધતા રહો. પ્રજા આપની તરફેણમાં છે. સરસ્વતીની ચિંતા કરશો નહિ. અહીંના સમાચાર દરરોજ મોકલાવતો રહીશ. "

તે માણસ એ સંદેશ લઈને રવાના થયો. એ વાતને ચાર પાંચ દિવસ વીતિ ગયા. એક વખતે શિશુપાળે કેદખાનાના રક્ષકને પૂછયું કે, " જે સૈનિક મને અહિં લાવ્યો હતો તે સૈનિક કેમ દેખાતો નથી ! "

" તે સૈનિક પર શંકા આવતાં મહારાજાએ તેજ દિવસે તેને કેદમાં પૂર્યો છે " કેદ રક્ષકે ખુલાસો કર્યો શિશુપાળને શિશુપાળને જે દિવસે કેદ કરવામાં આવ્યો હતો તે દિવસે તેનો સંદેશો મહામંત્રીને પહોંચાડવા માટે તે જઈ રહ્યો હતો પણ રાજાના ખાનગી જાસુસને તે બાબતની શંકા આવતાં તેણે તરત અટકમાં લીધો અને રાજા પાસે એ વાતનો ખુલાસો કરીને એને કેદમાં પૂર્યો હતો એ કારણે શિશુપાળનો સંદેશો મહામંત્રીને પહોંચી શક્યો નહોતો. તે સૈનિકના બદલે બીજો સૈનિક આવ્યો હતો, પણ તે શિશુપાળ સાથે વાત કરી શકતો નહોતો.

" મહામંત્રીને મારો સંદેશો પહોંચ્યો નહિ હોય ! " શિશુપાળ બોલ્યો.

" ના, જી."

" તું એટલું કામ નહિ કરે ? "

" આપ આજ્ઞા આપો તો જરૂર કરૂં. "

" મારે તને આજ્ઞા આપવાની ન હોય. હું તો તને કહી શકું."

" ભલે. આજે હું આપનો સંદેશો જરૂર પહોંચાડીશ."

એથી વિશેષ વાતચીત થઇ શકી નહિ. પણ શિશુપાળનો તે સંદેશો મહામંત્રીને મળ્યો.

" તેમની સંભાળ તો બરાબર રાખે છે ને ? " મહામંત્રીએ પૂછ્યું.

" હા."

" ખાવાપીવાની શી વ્યવસ્થા છે ? "

" રોજ બે વખત મહારાજાની સાથે ભોજન લે છે."

આ સાંભળીને વજ્રકુમાર વિચારમાં પડી ગયો એક બાજુ રાજા એમને કેદમાં પૂરે છે અને બીજી બાજુએ પોતાની સાથે ભોજન કરાવે છે.

" ભોજન માટે કાળા પ્રાસાદમાં બોલાવે છે ? "

" હા. બોલાવવા માટે રાજા પોતે જ આવે છે. અને ભોજન પછી મુખવાસ કરાવીને મૂકવા પણ તે પોતે જ આવે છે. કેદ રક્ષકે ખુલાસો કર્યો.

શિશુપાળને કેદમાં પૂર્યો ત્યારથી રાજા તેને પોતાની પાસે બેસાડીને જ ભોજન લેવડાવતો હતો. આ કાર્ય અડોલિયાના કહેવાથી થતું હતું. રાજા પણ સમજી શકયો નહોતો કે તેને સાથે બેસીને ભોજન લેવડાવવામાં અડોલિયાનો શો આશય છે.

"તે બાબતમાં મહાસેનાપતિએ તારી પાસે કંઇ ખુલાસો કર્યો છે ?"

"ના."

થોડી વાર વિચાર કરીને મહામંત્રીએ કહ્યું. તું જા હવે. મહાસેનાપતિની સેવામાં કોઈ પણ જાતની ખામી ન આવે, એટલું ધ્યાન રાખજે."

"સારૂં મહારાજ !"

કેદ રક્ષક કોઇની નજરે ન પડવાના ઇરાદાથી બને તેટલો છૂપાઈને ચાલ્યો ગયો તેના ગયા પછી મહામંત્રીએ પોતાના પોતાના ખાસ વિશ્વાસુ માણસ મારફતે આ સમાચાર કાલિકસૂરિને મોકલાવ્યા. તે બાદ થોડી વારે તેણે નગરશેઠને બોલાવીને સરસ્વતીને મળવાની ઇચ્છા પ્રકટ કરી. નગરશેઠે તે બાબતમાં સંમતિ આપતાં જ બંને જણા તેમને ત્યાં જઈને તેમણે સરસ્વતીની મુલાકાત લીધી. મહામંત્રીએ કાલિકસૂરિ તરફથી આવેલા સમાચાર અને હમણાં મળેલી શિશુપાળ સંબંધી બાતમી કહી સંભળાવી.

તેના જવાબમાં સાધ્વી સરસ્વતીએ કહ્યું કે, "જે દિવસે કાલિકસૂરી અહીંથી ગયા તે દિવસથી જ આ વિગત વિષે હું જાણું છું."

"આ બધું આપ જાણતા હતા ?" મહામંત્રીથી સાશ્ચર્ય પૂછાઈ જવાયું.

"હા સરસ્વતીએ સ્વસ્થતાથી કહ્યું.

"તો પછી અત્યાર સુધી તમે અમને વાત કેમ ન મહામંત્રીએ પૂછ્યું

" એટલો જ મારામાં અને કાલિકાસૂરીમાં ફરક છે." સરસ્વતીએ ખુલાસો કરતા કહ્યું. " કાલિકાસૂરિ વગર પ્રશ્ને ભવિષ્ય કહી દે છે અને હું કોઈ પૂછે નહિ ત્યાં સુધી કહેતી નથી. "

સરસ્વતી ભવિષ્યવેત્તા છે, એ વાત કોઇ જાણતું નહોતું. અચાનક આ બંનેને જાણવા મળ્યું

" મહાસેનાપતિ માટે કોઇ ઉપાય છે ? " મહામંત્રીએ પૂછયું.

" આજથી સત્તરમાં દિવસે તેમનું મૃત્યુ નિર્માયેલું છે." સરસ્વતીએ શિશુપાળનું ભવિષ્ય કહી સંભળાવ્યું

" તેમાંથી બચવાની આશા નથી ? " મહામંત્રીએ ચિંતાગ્રસ્ત ચહેરે પૂછયું.

" મૃત્યુને કોઈ રોકી શકતું નથી, મહામંત્રી ! " સરસ્વતી બોલી. " તમે વિદ્વાન છો. તૂટેલી જીવનદોરી કોઈ સાંધી શકતું નથી. જે જન્મે છે તે મરે છે. જન્મ મરણના ફેરા માટે શોક કરવો વ્યર્થ છે. તેમના માટે પરમકૃપાળુ પરમાત્મા પાસે પ્રાર્થના કરો કે તે તેમને સદ્દગતિ અર્પે. તે મોક્ષના ભોક્તા બને."

" આપનું કથન સત્ય છે. પણ અમે સંસારી છીએ. એક બીજાનો સ્નેહ અમારાથી જલ્દી વીસરી શકાતો નથી." મહામંત્રીએ કહયું

" તેમાંજ માણસની કસોટી છે." સરસ્વતી બોલી.

" તે કસોટીમાંથી પાર ઉતરવાને અમે અસમર્થ છીએ. અમારી ઈચ્છા છે કે, અમે એક વખત મહાસેનાપતિને

મળીએ તો સારૂં." મહામંત્રીએ પોતાના મનની વાત કરી.

"તમે કાલે ત્રીજા પ્રહરે રાજાને મળજો. તેની પાસે શિશુપાળ વિષે વાત કાઢજો. તેમને કહેજો કે શિશુપાળ ક્યાંક ગયા છે તે હજી આવ્યા નથી. એટલે રાજા પોતેજ તે વાતનો ખુલાસો કરશે. અને તેજ વખતે શિશુપાળને મુક્ત કરશે." સરસ્વતીએ કહ્યું.

"પણ આપ તો કહો છો કે આજથી સત્તરમા દિવસે તેમનું મૃત્યુ છે. જો તે કાલે કેદખાનામાંથી મુકત થાય તો તેમનું મૃત્યુ શી રીતે થાય?" મહામંત્રીએ પ્રશ્ન કર્યો.

"એજ મોટો કોયડો છે." સરસ્વતી કહેવા લાગી. "આજ સુધી રાજાએ અને શિશુપાળે સાથે ભોજન લીધું છે તેમ કરવાનું કારણ અડોલિયાની ઇચ્છા છે. રાજાની સાથે શિશુપાળને ભોજન કરાવવામાં અડોલિયાનો શો ઇરાદો છે તે રાજા પણ જાણતો નથી. અડોલિયામાં દુષ્ટાએ પ્રવેશ કર્યો છે. તે માને છે કે, જો શિશુપાળ અને મહામંત્રી આ જગતમાંથી નાશ પામે તો પ્રજા શાંત બની જાય. વિનયચંદ્રને પોતાની ઇચ્છા પ્રમાણે મેળવી શકે, અને દરેક રીતે પોતાની ઇચ્છા પૂર્ણ કરી શકે. પણ મહામંત્રી તેમાં ફસાય તેમ નથી. શિશુપાળ પર તેની રમત રમાઇ ગઈ છે. દરરોજ તે શિશુપાળના ભોજનમાં તીવ્ર વિષ મેળવે છે તે વિષ ધીમું છે એટલે એની અસર ધીમે ધીમે થાય છે. આખા શરીરમાં વ્યાપેલું અને અત્યાર સુધી જામેલું વિષ તમે ગમે તેટલા ઉપાય કરશો તો પણ નાશ પામશે નહિ એટલે એમનું નિર્માઈ ચુકેલું મૃત્યુ મિથ્યા થનાર નથી."

નગરશેઠ અને મહામંત્રી આ ભવિષ્ય જાણીને ગૂંચવણમાં પડી ગયા. સરસ્વતીએ ભાખેલું ભવિષ્ય કેદ રક્ષકના કથનને મળતું આવતું હતું. તેના નિઃસ્વાર્થ ભવિષ્યને અસત્ય પણ કહી શકાય તેમ નહોતું.

"અને રાજાનું ભવિષ્ય કેવું છે?" નગરશેઠે પૂછયું.

"એ ફરીથી કોઈ વખતે પૂછજો." સરસ્વતીએ કહ્યું

"આપની મરજી." નગરશેઠે ટુંકમાં પતાવ્યું.

તેની રજા લઇને બંને જણ ઉઠયા. ત્યાંથી બહાર આવ્યા પછી તેમણે સરસ્વતીના શબ્દો પર ઘણો વિચાર કરી જોયો. અંતે તેના શબ્દો પર તેમણે વિશ્વાસ મુકવો પડયો. સરસ્વતીના કહેવા પ્રમાણે આવતી કાલે ત્રીજા પ્રહરે રાજા પાસે જવાનું મહામંત્રીએ નક્કી કર્યું. પ્રજા વિષે અને વિનયચંદ્ર વિષે કેટલીક સૂચનાઓ આપીને મહામંત્રી પોતાના મકાને જવા નીકળ્યો. જ્યારે તે મકાને પહોંચ્યો ત્યારે ત્યાંના એક નોકરે તેને સમાચાર આપ્યા કે, "વિનયચંદ્ર આપની વાટ જોઇને બેઠા છે."

## પ્રકરણ ૩૨ મું

### વિનયચંદ્રને અણધાર્યું જાણવા મળે છે.

અવંતિમાં બનતા જતા પળેપળના સમાચાર સૌરાષ્ટ્ર નરેશને મળતા હતા. શિશુપાળને કેદમાં પૂર્યાના સમાચાર સાંભળીને રૂષભદત્તને આશાના કિરણ જણાયાં. શિશુપાળના બંદિવાસથી પ્રજા ઉશ્કેરાઈ ગઈ હતી. કાલિકાસૂરી પરદેશી-ઓને લાવવા માટે સિંધુ તરફ ચાલ્યા ગયા હતા. મહામંત્રી અને લશ્કર પણ ગંધર્વસેનના પક્ષમાં રહેશે કે કેમ? એ પણ શંકાસ્પદ હતું. દિવસે દિવસે ઉભું થતું અવંતિનું વાતાવરણ રૂષભદત્તની તરફેણમાં જતું હતું. તે ગંધર્વસેનની સત્તા ઉખેડી નાંખવાની પેરવીમાં હતો. સિન્ધુની પેલી બાજુના શકો સાથે તે વાતચીત પણ ચલાવી રહ્યો હતો. તેના તરફથી નીમાયેલા જાસુસ તરીકે કુમારગુપ્ત બહુ ચાલાક હતો. આજ સુધી તેના પ્રત્યે કોઈને શંકા આવી નહોતી. છેલ્લે છેલ્લે વિનયચંદ્ર એટલું જાણી શક્યો હતો કે, સરયૂ એક યુવાનની મુલાકાતમાં રસ લે છે. વાતો અને વિચાર ખાનગી હોય છે. કદાચ એ યુવાન પરદેશનો જાસુસ

પણ હોય! અને ત્યારથી તે આ યુવાનની તપાસમાં રસ લઈ રહ્યો હતો. અંતે તેમાં તેને કેટલીક સફળતા મળી.

આજે સવારે–પરોઢિયે તે નદી તરફ જઈ રહ્યો હતો, ત્યારે રસ્તાની બાજુમાં આવેલા બગીચામાંથી ધીમી વાતચીતનો ગણગણાટ તેના કાને પડયો. પોતાની જીજ્ઞાસા સંતોષવાની ખાતર તે તે બગીચાની નજીકમાં ગયો. એક ઝાડની ઓથે છૂપાઈને તે જોવા લાગ્યો. ચંદ્રના પૂર્ણ પ્રકાશમાં એક નાના ઝાડના થડ પાસે બેસીને બે વ્યકિતઓ વાતચીત કરી રહી હતી. એકે વીર યુવકને છાજે તેવાં વસ્ત્રાઓ સજ્યાં હતાં અને બીજીએ પોતાની થનગનતી યુવાનીને દીપાવે તેવાં સાળુ, ચણીઓ અને ચોળી પહેર્યાં હતાં. ચંદ્રના ઠંડા પ્રકાશમાં તેને સમજતાં વાર ન લાગી કે, એક પરદેશી જાસુસ છે અને બીજી રાજરાણીની માનીતિ ને પોતાને અડોલિયાના મહેલમાંથી ગુપ્ત રીતે મુકત કરાવનાર સરયૂ છે.

તે ધીમે ધીમે સરકતો સરકતો છેક એમની નજીકમાં આવી પહોંચ્યો.

“સરયૂ! ગમે તેમ કરીને તારે એક બીના શોધી કાઢવાની છે.” કુમારગુપ્ત સરયૂને કહી રહ્યો હતો. વિનયચંદ્રે પોતાના કાન સરવા કર્યા. ધીમે પણ સ્પષ્ટ રીતે તેણે તે શબ્દો સાંભળ્યા.

“કયી?” સરયુએ પૂછયું.

“તારા રાજાએ શિશુપાળને કેદમાં પૂર્યા હોવા છતાં, ભોજન શા માટે સાથે લેવડાવે છે?” એક માણસને કેદમાં પૂરવામાં અને તેને ભોજન માટે પોતાની પાસે બોલાવવામાં

આવે, એ વાત વિચારવા જેવી હતી. ગમે તેવા માણસને આ બાબતની શંકા ઉદ્ભવી શકે.

“ હું તે જાણું છું.” જાણે પોતે સર્વજ્ઞ હોય તેમ સરયુ બોલી.

“ શું ? ” કુમારગુપ્તે વિસ્મય પામતાં પૂછ્યું.

“ જે તમે પૂછ્યું તે.” સરયૂએ કહ્યું.

“ તો પછી કહેતી કેમ નથી ? ” કુમારગુપ્તે જિજ્ઞાસાપૂર્વક પૂછ્યું.

“ દરેક વાત તમને કહી દેવાની હોય ! ” સરયુ લહેકા-કરતી બોલી.

“ ત્યારે મારાથી પણ છૂપી રાખવાની હોય ? ” કુમાર-ગુપ્ત હસતો હસતો બોલ્યો.

“ એ વિના છૂટકો નથી.” સરયુ ગંભીર બનતાં બોલી.

“ કેમ ? ” કુમારગુપ્તે પૂછ્યું.

“ ગમે તેમ તો પણ તમે પરદેશી.”

“ છતાં હક્કદાર તો ખરાને ! ”

“ પણ અત્યારે તો નથી ને ! ” સરયુ નયનો નચાવતાં બોલી.

“ ભવિષ્યમાં તો થશું તો ખરાને ? ”

“ ભવિષ્ય કોણે જોયું છે ? ”

“ અરે ગાંડી ! ” કહી કુમારગુપ્તે સરયુનો હાથ પકડતાં કહ્યું.

" હાથ પકડવાને હજી વાર છે." પોતાનો હાથ છોડાવતાં સરયુ બોલી.

" બહુ વાર નથી."

" પણ હમણાં તો સત્તા નથી."

બંને જણા થોડી વાર મૌન રહયાં. વિનયચંદ્ર નજીકમાં છૂપાઈ રહીને આ બધી વાતચીત સાંભળી રહયો હતો. તેની માન્યતા સાચી ઠરી પણ એક વાત તેના જાણવામાં આવી નહિ કે, એ ક્યાંનો જાસુસ છે અને એનું નામ શું છે.

" કુમારગુપ્ત ! " કુમારગુપ્તનાં નયનોમાં નયન મિલાવતાં સરયુ બોલી. " તમારા મહારાજા રૂષભદત્તની ઈચ્છા પૂર્ણ થાય અને તમે તમારા કાર્યમાં યશસ્વી નીવડો તો મને ભૂલી તો નહિ જાવ ને ? "

" સરયુ ! " સરયુનો હાથ પોતાના હાથમાં લઈ તેને પંપાળતાં કુમારગુપ્ત બોલ્યો. " તને હજી પણ મારા માટે શંકા છે ? "

" મને તમારા માટે શંકા નથી, પણ આજ સુધી પુરૂષ સ્વભાવના અનેક દાખલાઓ જોયા પછી સહજ પૂછી જવાય છે." સરયુ બોલી.

" તેવા ખોટા વિચારોને મનમાં સ્થાન આપીને ખોટો કલેશ ન કર. તારા માટે એક વસ્તુ નિશ્ચિત થઈ ચૂકી છે." કુમારગુપ્ત તેને સમજાવતાં કહેવા લાગ્યો. " હં......હવે તું મને પેલી વાત કહે."

" કયી ? "

" રાજા શિશુપાળને પોતાની સાથે ભોજન શા માટે આપે છે તે."

" એ તો રાજા પોતે પણ જાણતા નથી. આ કામ છે તેમની બહેન અડોલિયાનું. શિશુપાળની હસ્તી હોય ત્યાં સુધી તે પોતાની પ્રત્યેક ઇચ્છા પૂર્ણ કરવાને અસમર્થ છે. બીજી વાત એ છે કે શિશુપાળે વિનયચંદ્ર વિષેની તેની વાત ખુલ્લી પાડી દીધી છે. આ કારણે તે શિશુપાળનું મૃત્યુ ઇચ્છે છે. ભોજન સમયે મહારાણાનું ભોજન શુદ્ધ આવે છે અને શિશુપાળના ભોજનમાં તીવ્ર વિષ ભેળવવામાં આવે છે. આ વિષ ધીમું છે એટલે શિશુપાળ થોડા દિવસ પછી મૃત્યુ પામશે. જેથી તેને વિષ આપવામાં આવ્યું છે, એવી શંકા કોઈને આવે નહિ." સરયુએ રાજાની સાથે શિશુપાળના ભોજનનું કારણ દર્શાવ્યું.

" આ વાત તું શી રીતે જાણી શકી ? " કુમારગુપ્તે પૂછ્યું.

" હું હજી પણ ત્યાં જ છૂપાઈ રહું છું. અડોલિયાએ પોતાની વિશ્વાસુ દાસી કેતકી સાથે આ પ્રબંધ કર્યો છે. તે જ્યારે કેતકીને આ વાત સમજાવી રહી હતી ત્યારે મેં આ વાત સાંભળી હતી." સરયુએ કહ્યું.

" તો પછી આ વાત મને જણાવવા માટે તું કેમ આવી નહિ ?" કુમારગુપ્તે પૂછ્યું.

" તમારો એ પ્રશ્ન મુદ્દાનો છે. પણ આ વાત એમ બની છે કે, જે ખંડમાં હું છૂપાઈ રહું છું તે ખંડમાંથી બહાર નીકળવાનો જે ગુપ્ત રસ્તો છે ત્યાં કેટલાક દિવસથી કેતકી અને બીજી દાસીની અવર જવર વધી ગઈ છે. એટલે

મારાથી બહાર નીકળવાનું મુશ્કેલ થઈ પડયું છે." સરયુએ પોતે સમાચાર શા માટે ન પહોંચાડયા તેનો ખુલાસો કર્યો.

" બહાર નીકળવાનો તારા માટે કોઈ રસ્તો નહોતો એ વાત જુદી છે. પણ શિશુપાળને વિષ અપાઈ ગયું તે ખોટું થયું છે." શિશુપાળને વિષ આપતાં પહેલાં આ સમાચાર મળ્યા હોત તો તે બચી જાત, એ જાતના વિચારો કુમારગુપ્તને આવ્યા. " ઠીક. આ સમાચાર હું આજે ને આજે જ અમારા મહારાજાને મોકલી આપું છું"

" તે તો મેં રાત્રે જ મોકલી આપ્યા." સરયુ બોલી.

" શું !" કુમારગુપ્તથી આશ્ચર્ય બોલી જવાયું.

" હા." સરયુ કહેવા લાગી." રાત્રે હું તમને મળવા માટે આવી હતી, પણ તમે બહાર ગયા હતા. આ સમાચાર જરૂરના હોવાથી મેં તરત જ તમારા માણસ દ્વારા રાત્રે જ મોકલી આપ્યા છે."

કુમારગુપ્ત સરયુની હિંમત પર મુગ્ધ બન્યો.

" હજી સુધી તારા પર કોઈને શંકા આવી નથી ને ?"

" ના."

" તો હવે આપણે ઉઠીએ. લોકોને સ્નાન માટે નદી તરફ આવવાનો વખત થયો છે."

" હા. ચાલો."

સરયુ અને કુમારગુપ્ત ઉઠ્યા. " હવે તું ક્યારે મળીશ ?" કુમારગુપ્તે કહ્યું.

" જ્યારે વખત મળશે ત્યારે." સરયુ હસતાં હસતાં બોલી.

તેમને ઉઠેલાં જોઇને વિનયચંદ્ર સરકી ગયો. સરયુ અને કુમારગુપ્ત બગીચામાંથી વિરુદ્ધ દિશાએ બહાર નીકળ્યાં.

વિનયચંદ્ર બંનેની વાતચીત પર વિચાર કરતો કરતો નદી તરફ જવા લાગ્યો.

## પ્રકરણ ૩૩ મું

### મહામંત્રી શિષ્ય મેળવે છે

નગરશેઠને સાધ્વી સરસ્વતીના શબ્દો પર વિશ્વાસ હતો. પણ તેમાં તેને શંકા ઉઠતી. શિશુપાળનું મૃત્યુ થાય એ ભવિષ્ય જ્યોતિષથી જાણી શકાય. વિષથી મૃત્યુ થાય તે પણ કદાચ જાણી શકાય! પણ ધીમું વિષ આપવામાં આવ્યું છે. તે શરિરની રગેરગમાં વ્યાપી ગયું છે. તેના માટે કોઈ ઉપાય નથી. વગેરે વાતો તેમના મગજમાં ઉતરતી નહોતી.

આજ સુધીમાં નગરશેઠને સરસ્વતીના જ્ઞાનનો અનુભવ થયો નહોતો. બધા સરસ્વતી પ્રત્યે સહુ માનની નજરે જોતા. તેના માટે તન, મન અને ધનનો ભોગ આપવાને તૈયાર રહેતા. તેનો સાચો અનુભવ કોઈને થયો નહોતો.

તે સંસારી અવસ્થામાં રાજકુમારી હતી. તેનું બુદ્ધિચાતુર્ય અન્ય રાજકન્યાઓ કરતાં શ્રેષ્ટ હતું. કાલિકાસૂરીએ સંસારા-વસ્થામાં તેને બહુ સારી રીતે કેળવી હતી. અમુક વાતના એચાર મુદ્દા મળતાં તે આ વસ્તુ તૈયાર કરવામાં નિપૂણ હતી. સારામાં સારા ગુપ્તચર પ્રમાણે તે કલ્પના દોડાવી શકતી

હતી. અને તે કલ્પનાના આધારે તેણે શિશુપાળની આખી ઘટના કહી સંભળાવી હતી.

જ્યોતિષના આધારે તે જાણી શકી હતી કે, શિશુપાળ રાજકેદી બન્યો છે. અમુક દિવસે તેનું મૃત્યુ થવાનું છે, તે જાણવામાં તેને મુશ્કેલી નડી નહિ. વધુ મહેનત કરતાં તે એ પણ સમજી શકી કે શિશુપાળનું મૃત્યુ વિષથી થવાનું છે. આટલા મુદ્દાઓના આધારે તેણે આખી ઘટના તૈયાર કરી. શિશુપાળને રાજા સિવાય કોઈ કેદમાં પૂરી શકે નહિ, એવી એણે કલ્પના કરી. અમુક દિવસે તેનું મૃત્યુ છે એવું એણે શોધી કાઢ્યું હતું. વિષથી મૃત્યુ થશે એ પણ એ જાણી શકી હતી. એટલે મૃત્યુને અમુક સમય બાકી હતો. અમુક દિવસે રાજા એને મુક્ત કરશે, એ પણ એ સમજી શકી હતી. તેની મુક્તિ પછી સોળ દિવસ વિત્યે તેનું મૃત્યુ હતું એ નિર્વિવાદ હતું જો એમ બને તો ધીમુ વિષ અપાયું હોય તોજ તે એટલો સમય જીવી શકે. જો તેનું મૃત્યુ થવાનું હોય તો તે વિષના નાશ માટે કોઈ પણ ઉપાય નજ હોઈ શકે. એવી એણે કલ્પના કરી હતી.

આખી ઘટના તેણે અમુક મુદ્દા પરથી રચીને મહામંત્રી અને નગરશેઠને આશ્ચર્ય મુગ્ધ બનાવી મૂકયા હતા.

મહામંત્રી જ્યારે પોતાના નિવાસ સ્થાને ગયો ત્યારે વિનયચંદ્ર તેની રાહ જોઇને બેઠો હતો. બંનેની મુલાકાતમાં કેટલીક આડી અવળી વાતો થયા પછી વિનયચંદ્ર મૂળ મુદ્દા પર આવતાં બોલ્યો. " મંત્રીજી ! સરયુની સાથે જે માણસ અવાર નવાર મુલાકાત લઈ રહ્યો છે, તેનો મેં પત્તો મેળવ્યો છે. "

" કયી બાબતમાં તું વાત કરે છે ?" મહામંત્રી સમજી ગયો હતો કે, વિનયચંદ્ર શું કહેવા માગે છે. પણ જાણે કંઈ પણ સમજ્યો ન હોય એ રીતે તેણે પૂછ્યું.

"કોઈ પણ વ્યક્તિ પરદેશીઓના જાસુસ તરીકે કામ કરી રહી હોય. એવી આપને શંકા આવી હતી તે બાબતમાં" વિનયચંદ્રે સ્પષ્ટ ખુલાસો કરતાં કહ્યું.

" હા, હા," જાણે ભૂલાઈ ગયેલી વાત હમણાં યાદ આવી હોય તેવી રીતે કપાળ પર આંગળી મૂકતાં વજ્રકુમાર બોલ્યો. " તને મુકત કરાવવા માટે સરયુને કોઈ પણ વ્યકિતએ ભલામણ કરી હોવી જોઈએ. એમ તું કહેતો હતો તે વ્યકિતની !"

" હા. અને આપે પણ તેની તપાસ કરવા માટે મને ખાસ ભલામણ કરી હતી." વિનયચંદ્ર બોલ્યો.

" હા. હા. હવે મને બરાબર યાદ આવ્યું." મહામંત્રી પોતાના હોદ્દાનું ગૌરવ સાચવી રાખતાં બોલ્યો: " તને તે માણસના સમાચાર મળ્યા ?"

" હા." અત્યાર સુધીના મહામંત્રીના ઠંડા શબ્દો સાંભળીને હતાશ જેવો બની બેઠેલો વિનયચંદ્ર કહેવા લાગ્યો.

" મેં તેની અને સરયુની મુલાકાત મારી નજરે જોઈ છે. તેમની વાતચીત પણ સાંભળી છે. એથી પણ વિશેષમાં એક મહત્ત્વની વાત સાંભળી છે."

" કયી ?" મહામંત્રીએ શાંતિથી પૂછ્યું.

વિનયચંદ્રે સરયુ અને કુમારગુપ્તની બગીચામાં થયેલી વાતચીત કહી સંભળાવી. તેને લાગ્યું કે શિશુપાળને ઝેર આપવામાં આવ્યું છે એ વાત સાંભળીને મહામંત્રી ચમકો

જશે. પણ તેમાનું કંઈ પણ તેની નજરે ન પડયું. મહામંત્રીની શાંત મુદ્રા અને નિયમિત નેત્ર પલકારા જોઈને તે આશ્ચર્ય પામ્યો. શિશુપાળને વિષ આપવામાં આવ્યું છે, એમ સાંભળવા છતાં શા માટે મહામંત્રીના દિલમાં કંઈ થતું નથી ?

તેની બધી વાત શ્રવણ કરીને મહામંત્રી થોડી વાર મૌન બેસી રહ્યો. તેનું મૌન સહન ન થતાં વિનયચંદ્ર ઉશ્કેરાયેલા સ્વરે બોલ્યો. " મહાસેનાપતિને રાજાની બહેને વિષ આપ્યું છે, એવી વાત સાંભળવા છતાં આપના હૃદયને કંઇ જ થતું નથી ? "

" શાંત થા. વિનયચંદ્ર ! " મહામંત્રી બોલ્યો. " તેં જે કંઈ કહ્યું તે બધું મેં પહેલાં જ સાંભળ્યું છે. અને તે સાંભળીને મારા હૃદયને જે કંઈ થવું જોઇએ તે પણ થઈ ગયું છે. હવે મેં મારા દિલને દૃઢ બનાવ્યું છે. શિશુપાળને વિષ અપાઈ ગયું છે, એ વાત નિર્વિવાદ છે. પણ હવે તેમને થયેલા વિષ પ્રયોગમાંથી કેવી રીતે બચાવી લેવા, તેનો જ હું વિચાર કરી રહ્યો છું તને લાગ્યું હશે કે, મહાસેનાપતિને થયેલા વિષ પ્રયોગમાંથી મહામંત્રીને કંઈ જ આઘાત લાગ્યો નથી. પણ તે તારી ભૂલ છે મને જે આઘાત લાગ્યો છે, તેવો કદાચ કોઈને નહિ લાગ્યો હોય. કારણ કે હું તેમને મારા પિતા તુલ્ય માનું છું. તું મારા હૃદયની સ્થિતિ નહિ સમજી શકે. "

" મહાસેનાપતિની મુક્તિ માટે કોઈ રસ્તો નથી ? " વિનયચંદ્રે દર્દભર્યા સ્વરે પૂછયું.

"આવતી કાલે તેમના છૂટકારાનો સંભવ છે, પણ તેમનું મૃત્યુ નિવારી શકવાનો સંભવ નથી." મહામંત્રીએ કપાળ પરથી પરસેવો લૂછતાં કહ્યું. તે પ્રસ્વેદના બિન્દુઓ ગરમીનાં નહોતાં પણ હૃદયમાં થતા દુઃખનાં હતાં.

"આવતી કાલે જો તેમનો છૂટકારો થાય તો આપણે સારા વૈદ્યની મદદથી તેમના શરીરમાં આપેલું વિષ નષ્ટપ્રાયઃ કરી શકીએ." વિનયચંદ્ર આશાથી બોલ્યો.

"એમ બનવું અશક્ય છે, વિનય !" મહામંત્રી તેને સમજાવતાં વાત્સલ્ય ભાવે બોલ્યો. "મહાસેનાપતિનું મૃત્યુ નિર્માઈ ચૂક્યું છે આજથી સત્તરમા દિવસે તેમનું મૃત્યુ થશે, એવું ભવિષ્ય જાણવા મળ્યું છે. માટે આપણે તો તેમના હાર્દિક આશિર્વાદ મેળવવાની જરૂર છે. પછી આપણા દેશના હિતના માટે કેટલીક સૂચનાઓ મેળવી લેવાની છે. પણ તારે આ વાત પ્રકટ કરવાની નથી. તું ઉત્સાહી યુવાન છે. મને તારા જેવા એક યુવાનની જરૂર હતી. ઈશ્વર કૃપાએ તું મળી આવ્યો છે. હું તારા પર વિશ્વાસ મૂકી રહ્યો છું. માટે એટલું યાદ રાખજે કે, કાલ્પનીક દ્રષ્ટિએ દેશનું હિત અને નિમક આપનાર પ્રત્યેની હલાલી પ્રભુ ભક્તિ કરતાં પણ શ્રેષ્ટ છે."

"આપના શબ્દો હું કદાપિ નહિ ભૂલું." વિનયચંદ્ર નમ્ર ભાવે બોલ્યો. સહજ રીતે મહામંત્રી પ્રત્યે તેને પૂજ્ય ભાવ ઉદ્ભવ્યો. "આજસુધી હું નીતિ અને ધર્મને શ્રેષ્ટ માનતો આવ્યો છું. હવેથી આપને શ્રેષ્ટ માનીશ આપ જેવા મુરબ્બીની છત્રછાયામાં દેશ માટે મારો પ્રાણ આપ-

વામાં હું મારા જીવનનું સાર્થક માની રહ્યો છું અને માનીશ."

"પ્રાણ આપવા કરતાં પ્રાણ બચાવીને દેશનો ઉદ્ધાર કરવો જરૂરી છે" મહામંત્રી મુત્સદ્દી ભર્યા શબ્દો કહેવા લાગ્યો. "તારા જેવા ઉત્સાહી યુવાનો પ્રાણ આપીને દેશને આઝાદી આપવાની કલ્પના કર તો ખોટું છે. જ્યાં સુધી રક્તપાત થયા વિના અને દેશને કટોકટીના પ્રસંગમાં ઉભો કરવા કરતાં જો આઝાદી–આપણે માનીએ છીએ તેવી રીતે આ વિષયી રાજાથી મુક્તિ મુત્સદ્દીગીરીથી મળી શકતી હોય ત્યાં સુધી તે પ્રાપ્ત કરવી વધુ શ્રેયસ્કર છે. આઝાદી માટે જો કોઈ પણ રસ્તો બાકી ન રહે તો તે માટે પ્રાણ આપવા પણ જરૂરી છે. છતાં વિના કારણ દેશના ગૌરવ સમા મહામોલા યુવાનોનો સંહાર ન થાય એ તરફ લક્ષ આપવું વધારે જરૂરી છે. આઝાદી મેળવ્યા પછી આઝાદીને ભોગવનાર અને તેને ટકાવી રાખનાર વીર યુવાનોની પણ જરૂર હોય છે. જો તેવા યુવાનો આ કારણે બલિદાન બની ગયા હોય તો તે પ્રાપ્ત કરેલી આઝાદી ટકી શકે પણ ક્યાં સુધી ?

માટે દેશની આઝાદી માટે પ્રાણ આપવાની ભાવના કેળવવા કરતાં તનતોડ મહેનત કરવાની અને અંતિમ વિજય પ્રાપ્ત કરવાની ભાવના કેળવવી જોઈએ."

મહામંત્રીના પ્રત્યેક શબ્દે વિનયચંદ્રમાં નવો પ્રાણ પૂરાતો હતો. તેને ચોક્કસ ખાત્રી થઈ કે પ્રાણ આપવાની ભાવના એટલે કેવળ ઘેલછા જ છે. માટે મેળવવું અને અને મેળવેલી વસ્તુના ભોક્તા બનવું' એજ ભાવના કેળવવી જોઈએ. કારણ કે આત્મશ્રદ્ધાવાળા માણસોને ભાવના પ્રમાણે જ ફળ પ્રાપ્તિ થાય છે.

ભોજનનો સમય થયો હોવાથી અનુચરે આવીને ભોજન માટે પધારવા જણાવ્યું. વિનયચંદ્રને વિચાર પ્રવાહમાં જણાતો જોઈને મહામંત્રીએ કહ્યુ. "વિનય તને વાંધો ન હોય તો આજે મારી સાથે ભોજન લે."

"આપની સાથે ભોજન લેવામાં મને શો વાંધો હોય!" વિનયચંદ્રે મહામંત્રી પ્રત્યેના પૂજ્ય ભાવે જણાવ્યું.

બંને જણ ભોજન માટે જવા તૈયાર થયા.

# પ્રકરણ ૩૪ મું

## મહામંત્રી પોતાની ઇચ્છા પ્રમાણે બોલે છે

અડોલિયાએ રાજાને સમજાવી રાખ્યું હતું કે, ' હવે સમય આવે કે તરત શિશુપાળને છોડી મૂકજો !' રાજા ગમે તેવો કપટી કે ક્રૂર હશે, પણ અડોલિયા આગળ તે કંઈ બોલી શકતો નહોતો. તેણે અનેક રીતે પૂછી જોયું હતું કે, " શા માટે તેને છોડી મુકવો જોઇએ ? જો તેને છોડી જ મુકવો છે તો તેને કેદમાં પૂરવાની પણ શી જરૂર હતી ? આમાં તો બધા આપણી નબળાઇને પકડી પાડશે."

તેને ખબર નહોતી કે શિશુપાળને વિષ આપવામાં આવ્યું છે. આવું કાવત્રું અડોલિયાએ ગોઠવ્યું હતું. રાજાને આ વાતની ખબર હોત તો તે વિષ આપવા દેત કે કેમ, તે શંકાસ્પદ હતું. રાજાને છોડી મુકવા માટે પ્રસંગની જરૂર હતી. તમને મુકત કરવામાં આવ્યા છે, એ એકદમ કહી શકાય તેમ નહોતું. ઘણા વિચારાન્તે મહામંત્રીને બોલાવવાનું તેણે નક્કી કર્યું તે વિચારને તેણે અમલમાં મુકયો.

મહામંત્રી આવ્યા પછી રાજાએ તેને કહયું. " મહા-

મંત્રી! આજકાલ મારું મન બહુ ઉદ્વેગમાં રહે છે."

"મહારાજ! ઉદ્વેગ કેવો!" મહામંત્રી દ્વિઅર્થ બોલ્યો. "દેશમાં અને નગરમાં ચાલી રહેલું અત્યારનું વાતાવરણ ચિંતા ઉત્પન્ન કરાવે તેવું છે. આપને તો શું પણ મને પણ હાલની કટોકટીની પરિસ્થિતિને અંગે ઉદ્વેગ થઈ રહ્યો છે, પણ કોઈ રસ્તો નથી."

"આપણે તે પરિસ્થિતિને ફેરવવી જોઈએ." રાજા કહેવા લાગ્યો. "પ્રજામાં એવી કોઈ મહાન વ્યક્તિઓ નથી કે જે આપણા કાબૂમાં ન રહે."

"પણ મહારાજ!" મહામંત્રી ગંભીરતાથી બોલી રહ્યો હતો. "પ્રજામાં એકતા છે. તેનામાં શૌર્ય છે. તેમાં ઘણીયે મહાન અને મુત્સદ્દી વ્યક્તિઓ છે. એકલી મુત્સદ્દી વ્યક્તિઓ પ્રજાથી જુદી પડી ગઈ હોય તો તેના માટે રસ્તો હોય છે. તેમને કેદમાં પણ પૂરી શકાય છે. તેમને શિક્ષા પણ થઈ શકે છે. પરંતુ આ તો આખી પ્રજા છે. પ્રજાનો તેમને સાથ છે. આપણાથી તેમાનું કંઈ પણ બની શકે તેમ નથી."

"તમે મહામંત્રી થઈને આવી નિરાશાભરી વાત કરો તો પછી મારે આધાર અને વિશ્વાસ કોના પર રાખવો?" રાજાની આંખમાં માર્થરની લુચ્ચાઈ હતી. "આખા રાજ્યનો ભાર મહામંત્રી પર હોય છે એ તો તમે જાણો છો."

"એથી કંઈ મહારાજને નિરંકુશ બનીને ઇચ્છા પ્રમાણે વર્તવાનો થોડોક જ કોઈ અધિકાર પ્રાપ્ત થાય છે?" મહામંત્રી નિડર પણે બોલ્યો. "જેમ પ્રજા રાજાથી

શોભે છે, તેમ રાજા પ્રજાથી શોભે છે. પ્રજાની શક્તિ એટલે દૈવી શક્તિ. પ્રજાનું તોફાન એક વિરાટ સમુદ્રનું તોફાન. વિરાટ સમુદ્રના ભયંકર તોફાનમાં સપડાયેલાં સુરક્ષિત અને ગર્વિષ્ટ જહાજોનો નાશ થાય છે. તેમ પ્રજાના ભયંકર તોફાનમાં ગમે તેવા શક્તિશાળી રાજ્યનો નાશ થાય છે. તે વખતે નાવના નાવિકોનો કે રાજ્યના કર્મચારીઓનો કોઈ ઉપાય ચાલતો નથી.

આજે પ્રજામાં ક્રાંતિનો દાવાનળ પ્રકટ્યો છે. તે દાવાનળને ઠારવા માટે આપણી પાસે કોઈજ સાધન નથી. સાધન વિનાની દાવાનળમાં સપડાયેલી વસ્તુનો વિનાશજ સર્જાયેલો હોય છે. વગર હક્કે આપ સૌરાષ્ટ્રપતિ રૂપભદ્દત્તની ગાદી ભોગવી રહ્યા છો. જે વીરવરોની સહાય વડે આપ આપનું સિંહાસન સ્થિર કરી શક્યા હતા, તેજ વીરનરો વડે આપનું સિંહાસન ડગમગી રહ્યું છે. એકલી પ્રજાજ આપની વિરૂદ્ધમાં છે એમ માનતા નહિ. આખા સૈન્યમાં પણ બેદિલી ફેલાઈ જવા પામી છે.

રૂપઅદત્ત ઉંચો નીચો થઈ રહ્યો છે. સિંધુ નદીની પેલી બાજુના શકોની દ્રષ્ટિ આપણા રાજ્ય પર છે. સમયની રાહ જોતા પરદેશીઓને આપ અનુકૂળતા આપી રહ્યા છો. જ્યાં સુધી બાજી હાથમાં છે ત્યાં સુધી ચેતવાની જરૂર છે. બાજી હાથમાંથી છટકી ગયા પછી ચેતો કે ન ચેતો, તે બધું એકજ છે. આજના મહાન વિપ્લવમાં દેશની તેજસ્વી વ્યક્તિઓ હોમાવાનો સંભવ છે. અને જો તે વ્યક્તિઓની આહુતિ અપાઈ જશે તો રાજકુટુંબ તો શું, પણ આખો દેશ પરદેશીઓની પરાધિનતાની બેડીઓમાં

જકડાઈ જશે. અને એક વાત આપ જાણતા હશો કે, ગુલામદેશને માટે જગતમાં કોઈ પણ સ્થાન હોતું નથી. ગુલામ પ્રજાને જીવવાનો પણ અધિકાર રહેતો નથી."

"એ બધો વિચાર કરવાનું કામ તમારું છે, મારું નથી." અત્યાર સુધી મહામંત્રીનું ભાષણ સાંભળીને કંટાળો દર્શાવતાં રાજા બોલ્યો. "મેં તમને દરેક રીતની સત્તા સોંપી છે. મહામંત્રી એટલે મુગટ વગરનો રાજા. એટલે આવી વાતો વિચારવાની મારી ઇચ્છા નથી. હું તો ફક્ત એટલું જ ઇચ્છું છું કે પ્રજાને શાંત પાડો અને મારું રાજ્ય નિરંકુશપણે પહેલાંની પેઠે ચાલે તેવી વ્યવસ્થા કરો."

"પણ કેટલાંક કાર્યો રાજા વિના નથી બની શકતાં. મહારાજ!" મહામંત્રી પોતાની આંગળી પર શોભી રહેલી મંત્રીમુદ્રાને રમાડતાં બોલ્યો. "આ મુદ્રા પ્રજાના દમન માટે મહામંત્રીને સોંપવામાં આવતી નથી. એનો ઉપયોગ તો ફક્ત રાજા અને પ્રજાની વચ્ચે ચાલી આવતી એકતાને કાયમ રાખવા માટે જ કરવામાં આવે છે."

"મારા તરફથી તમને આપવામાં આવેલી આ મુદ્રા મારી ઇચ્છાનું પાલન થવું જોઈએ, એના ચિન્હ રૂપે છે." રાજાએ મહામંત્રીની મુદ્રા વિષે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો. "રાજા એટલે દેવાંશી પુરૂષ ગણાય છે. પહેલાં રાજા અને પછી પ્રજા, એ તમારે ન ભૂલવું જોઈએ."

"દેવાંશી પુરૂષ એટલે દેવની મુર્તિની માફક અત્યારની પ્રતિમા નથી હોતો, મહારાજ!" સરસ્વતીના ભવિષ્યથી મહામંત્રી આજે બોલી શકાય તેટલું બોલવા ઇચ્છતો હતો. "દેવાંશી પુરૂષ એટલે તેનામાં દેવના જેવા ગુણ હોવા જોઈએ,

એ ગુણ વડે જ એ પૂજાય છે. પરમાત્મમાં જો કોઈ ગુણ ન હોત તો તેને કોઈ પૂજત નહિ. તેના સદ્‌ગુણોના કારણે તેના નામની પત્થરની પ્રતિમાઓ પણ પૂજાય છે. તે પ્રતિમા રૂપી પત્થરમાં ક્યાં પરમાત્મા આવીને બેઠા હોય છે ?"

" મહામંત્રી ! આજે તમે બોલવામાં હદ ઓળંગતા જાઓ છો." મહામંત્રી શબ્દો રાજાથી સહન થઈ શકતા નહોતા. " પ્રજાની અને દેશની સ્થિતિ જાણવા માટે મેં તમને બોલાવ્યા છે. એના બદલામાં તમે મને ઉપદેશ આપવા લાગી ગયા છો."

" મહારાજ ! " મહામંત્રી કંઈક નમ્રતા દાખવતાં બોલ્યો." હું આપને પ્રજાનો અને દેશની પરિસ્થિતિનો ખ્યાલ આપી રહ્યો છું. મારાથી આપને ઉપદેશ આપી ન શકાય. કેટલાક દિવસથી શિશુપાળજી દેખાતા નથી. પ્રજા અને સૈન્ય માને છે કે આપે તેમને બંદીવાન બનાવ્યા છે. દિનપ્રતિદિન બનતા જતા નવા બનાવોથી પ્રજા ઉશ્કેરાઈ ગઈ છે. સૈન્યમાં પણ અશાંતિ છે. આપે ન બોલાવ્યો હોત તો પણ હું આજે આપને મળવા માટે આવવાનો હતો. જો આપે શિશુપાળને કેદખાનામાં પૂર્યા હોય તો તેમને મુક્ત કરો. નહિ તો પ્રજા અને સૈન્ય હાથમાં નહિ રહે. "

" તમને એક વાત મારી જણાવવાની ઇચ્છા છે, મહામંત્રી ! " રાજા મીઠાસથી બોલ્યો. " તમને અહીં આવવા માટે મોકલાયલું આમંત્રણ શિશુપાળ વિષે જ છે. મને શિશુપાળ વિષે શંકા હતી. તે કારણે મેં તેમને કેદમાં પૂર્યા હતા. હું માનતો હતો કે પ્રજાને ઉશ્કેરનાર તેજ છે. પરંતુ તેમના

બંદીવાસ પછી પ્રજાનું વાતાવરણ જોતાં મને ખાત્રી થઈ છે કે, પ્રજાને ઉશ્કેરવામાં તેમનો હાથ નથી. તે બાબતના પૂરાવા માટે તમે તેમને પૂછી જો જો કે, મારા તરફથી કોઇ પણ જાતનો ત્રાસ તેમને આપવામાં આવ્યો છે ? ભોજન પણ મારી સાથે લેવડાવવામાં આવતું હતું ફકત મારે તેમની ખાત્રી કરવી હતી હવે તે ખાત્રી થઈ ચૂકી છે. જો તમારી ઇચ્છા હોય તો તમે તેમને સાથે લેતા જાઓ."

" આપના સદ્વિચાર માટે મને માન છે." મહામંત્રી વાનરની લુચ્ચાઇથી બોલ્યો. " એથી પ્રજા અને શિશુપાળ બંનેને સંતોષ થશે."

" તમે માનો છો એટલો હું નિષ્ઠુર નથી. રાજા તરીકે અને રાજ્યના હિતના ખાતર મારે આ રીતે વર્તવું પડયું છે." રાજા મહામંત્રીને સમજાવવા લાગ્યો. " તેમાં તમારે ખોટું લગાડવું જોઇએ નહિ."

તેણે પોતાના પ્રતિહારને મોકલી એક સૈનિકને બોલાવ્યો. આવેલા સૈનિકને તેણે હુકમ કર્યો. " કેદ રક્ષકને કહે કે મહાસેનાપતિ શિશુપાળને લઇને અહીં આવે."

સૈનિક નમન કરીને ગયો. તેના ગયા પછી મહામંત્રી બોલ્યો: " મહારાજ ! આપ કૃપા કરીને એક વખત પ્રજાને દર્શન આપો. "

" મારો પણ તેવો વિચાર છે." રાજાએ ટૂકમાં પતાવ્યું.

બંને મૌન રહયા, થોડી વારે કેદરક્ષક શિશુપાળ સાથે હાજર થયો. રાજાએ શિશુપાળને ત્યાં રહેવા દઈ કેદરક્ષકને જણાવ્યું. કેદરક્ષકે તેનું પાલન કર્યું.

" મહાસેનાપતિ ! " રાજા બોલ્યો.

" શિશુપાળ કહો, મહારાજ !" શિશુપાળ વચ્ચે જ બોલી ઉઠયો.

" ભલે તમે સત્તા પર ન હો, પણ મહાસેનાપતિ તો ખરા જ." રાજાએ રાજવિદ્યા વાપરતાં કહ્યું. " આજથી તમે સ્વતંત્ર છો. તમને શા માટે બંદીવાન બનાવવામાં આવ્યા હતા, તે વિષેનો ખુલાસો હું કરૂં તેના કરતાં મહામંત્રી કરે તે સારૂં."

" શિશુપાળે કોઇ જાતનો જવાબ આપ્યો નહિ.

" મહારાજ ! આપને બહુ તસ્દી આપી છે. હું આ વાતનો ખુલાસો તેમને ત્યાં જઇને કરીશ. હવે આપ આરામ કરો." પોતાનું ઇચ્છીત કાર્ય પાર પાડતાં મહામંત્રીએ જવાની રજા માગી.

ભલે. " રાજા ઉઠતાં ઉઠતાં કહેવા લાગ્યો. તેને પણ જવાની ઉતાવળ હતી. " મહાસેનાપતિ ! માઠું લગાડશો નહિ. આતો બધી રાજ રમતો છે."

રાજા એક ક્ષણ પણ ન રોકાતાં ત્યાંથી ચાલવા માંડયો. તેના ગયા પછી બંનેના નેત્રો એક થયાં. જાણે કેટલાંયે વરસોનો વિયોગ ન હોય, એવી રીતે બંનેના નયનોમાંથી અશ્રુની ધારા વહેવા લાગી. અચાનક બંને જણા એક બીજાને ભેટી પડયા.

જાણે પિતા પુત્રનું વરસો પછીનું મિલન !

## પ્રકરણ ૩૫ મું

### મંગળ વૈદ્ય ઔષધ તૈયાર કરે છે.

શિશુપાળની મુક્તિના સમાચાર સરયુએ તરત કુમારગુપ્તને આપ્યા. ધીમે ધીમે આ વાત આખા નગરમાં પ્રસરી ગઈ. રાજાએ શિશુપાળનું પારખું લેવા થોડા સમય માટે બંદીવાન બનાવ્યા હોવાના સમાચારે પ્રજાને નવું ચેતન મળયું મહાસેનાપતિની મુકિતમાં રાજાનો પરાજય હતો. સૈન્યમાં પ્રકટેલી નિરાશા આશામાં પલટાઈ ગઇ.

" વૈદ્યરાજ! તમને શું લાગે છે ? " મહામંત્રીએ વૃદ્ધ વૈદ્યને પૂછ્યું.

" મંત્રીરાજ ! " મંગળ વૈદ્ય કહેવા લાગ્યો. " આપ મારી પાસેથી શું જાણવા માગો છો, તે જણાવો તો ઠીક પડે. "

" હું તો એટલું જ જાણવા માગું છું કે, મહાસેનાપતિની નાડી અને તેમનું રક્ત તેમની શારિરીક શકિતના પ્રમાણમાં

હોવું જોઈએ તેવું છે કે નહિ ?" મહામંત્રીએ પોતે શું જાણવા માગે છે તે ન જણાવતાં કહ્યું.

"તમારે સત્ય જાણવું છે ?" મંગળ વૈદ્યે પૂછ્યું.

"હા." મહામંત્રીની આંખોએ પણ તેના હંકારામાં પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"મારા પર વિશ્વાસ રાખો છો ?" વૈદ્યે ફરીથી પૂછ્યું.

"વિશ્વાસ ન હોત તો તમને બોલાવત શા માટે ?" મહામંત્રી બોલ્યો.

મંગળ વૈદ્ય એંશી વરસનો વૃદ્ધ પુરૂષ હતો. તેના વાળ તદ્દન શુભ્ર થયા હોવા છતાં દાંત વજ્ર સમા મજબૂત હતા. તે વૃદ્ધાવસ્થાએ પહોંચ્યો હોવા છતાં તેના શરીરનો બાંધો સુદૃઢ અને સશક્ત હતો. કોષાધ્યક્ષ રૂદ્રદામનના પિતાનો તે મિત્ર હતો. કેટલાક વખતથી પોતાનાં વૃદ્ધાવસ્થાને અંગે તેણે પોતાનો વ્યવસાય બંધ કરીને શાંતિમય જીવન ગાળવા માંડયું હતું.

મહાસેનાપતિને રાજા પાસેથી લાવ્યા પછી થોડી વારે મહામંત્રીએ કોષાધ્યક્ષ રૂદ્રદામનને બોલાવીને એકાદા સારા વૈદ્યને બોલાવી લાવવા માટે જણાવ્યું હતું કોષાધ્યક્ષે પોતાના પિતાના મિત્ર મંગળ વૈદ્યને બોલાવી મંગાવ્યો હતો. મહામંત્રીએ રૂદ્રદામનને બધી વાત જણાવી હતી. પણ વૈદ્યને તે જણાવવાની તેણે તેને મનાઈ કરી હતી. ફક્ત શિશુપાળની નાડી અને તેનું રક્ત કેવું છે, તે તપાસવાની ઇચ્છા બંનેએ વૈદ્યને જણાવી હતી. વૈદ્યે કેટલીક વનસ્પતિનો રસ કાઢીને તેમાં શિશુપાળની ટચલી આંગળીમાંથી થોડું રક્ત કાઢીને મેળવ્યું હતું, થોડાક સમય પહેલાં નાડી પણ જોઈ લીધી

હતી. બંને બાબતનું નિદાન કરીને તે ખાત્રી પૂર્વક બંનેને જણાવવા માગતો હતો. મહામંત્રીએ સત્ય જાણવાની અને પોતાનો વિશ્વાસ હોવાની વૈદ્ય ખાત્રી આપતાં ખુલાસો કર્યો કે, "શિશુપાળને કોઈએ કાતિલ વિષ આપ્યું છે. તે વિષ કોઈ પણ ઔષધથી ટળે તેમ નથી. અને તે કારણે થોડા જ દિવસમાં તેમનું મૃત્યુ થવાનો સંભવ છે."

"આપ ખાત્રી પૂર્વક જણાવો છો ?" મહામંત્રીએ ફરીથી પૂછ્યું

"હા." વૈદ્યે પોતાની છાતી પર હાથ મૂકતાં કહ્યું.

"તેનો કોઈ પણ ઉપાય નથી ?"

"ના."

"વૈદ્યરાજ ! આપણે કોઈ પણ ભોગે મહાસેનાપતિને બચાવવા જોઈએ."

આ સમયે કોષાધ્યક્ષ રૂદ્રદામન, મહામંત્રી વજ્રકુમાર અને મંગળ વૈદ્ય જ હાજર હતા. મહાસેનાપતિ શિશુપાળ બીજા ખંડમાં આરામ લઈ રહ્યો હતો.

"આપની ઈચ્છા હોય તો હું પ્રયત્ન કરી જોઉં, પણ મને અસાધ્ય લાગે છે." મંગળ વૈદ્યે પોતાનો સ્પષ્ટ અભિપ્રાય વ્યક્ત કર્યો.

"છતાં પ્રયત્ન તો કરવો જ જોઈએ." મહામંત્રીએ આશાથી કહ્યું

"તેમાં મને કંઈ વાંધો નથી." મંગળવૈદ્ય બોલ્યો. "મહાસેનાપતિની જીંદગી માટે હું ગમે તેવો પ્રયત્ન

કરવા તૈયાર છું. તેમ કરવાની મારી ફરજ છે."

"કાકા!" રૂદ્રદામન બોલ્યો. તે વૈદ્યને 'કાકા' કહીને સંબોધતો હતો. "મહાસેનાપતિના જીવન સાથે આખા દેશનું ભાવિ સંકળાયેલું છે. અખિલ દેશમાં પ્રજળી રહેલી ક્રાંતિ જવલંત રાખવાની અને શાંત કરવાની શકિત તેમનામાં રહેલી છે. પ્રજા આ દુષ્ટ રાજાના પંજામાંથી છૂટવાને મથી રહી છે. મહાસેનાપતિની હયાતિ નહિ હોય તો પ્રજાની ઇચ્છાને બર આવવામાં અનેક વીઘ્નોનો સામનો કરવો પડશે."

"રૂદ્રદામન!" મંગળ વૈદ્ય વાત્સલ્યભાવે બોલ્યો: હું મહાસેનાપતિને કયાંથી ઓળખતો ? તારા પિતાની મૈત્રીને અંગે હું તેમને ઘણી વખત મળી ચૂકયો છું. આજની ક્રાંતિ તેમને આભારી છે, એ પણ મારા લક્ષ બહાર નથી. પણ હરિની ઇચ્છા આગળ માનવની ઇચ્છા ચાલી શકતી નથી. તેમને કાતિલ વિષ અપાયું છે, એ વાત નિશ્ચંત છે તે વિષ તેમની રગેરગમાં પ્રસરી ગયું છે. તાત્કાલિક ઉપાય લેવામાં આવ્યો હોત તો કદાચ યશ મળી શકયો હોત પણ હવે યશની આશા નથી. છતાં હું અત્યારે પ્રયત્ન કરી જોઉં છું."

તેણે પોતાની સાથેની વનસ્પતિમાંથી કેટલીક વનસ્પતિઓ કાઢી. તે સર્વે એક નાના વાસણમાં મૂકીને તેમાં પાણી નાંખ્યું. પોતાની નજર સમક્ષ અને પોતાના હાથે ઓષધિ તૈયાર કરવા માટે તેણે દેવતા મંગાવ્યો. દેવતા પર તે નાનું વાસણ મૂકયું. તે વાસણમાં પાણીમાંનું પોણા ભાગનું પાણી બળી ગયા પછી બાકીના પાણીમાં તેણે બીજી જાત જાતની ભૂકી નાંખી. તે ભૂકી અને પાણીને

ખૂબ હલાવીને બાળવા દીધું. થોડી વારે તેમાંનુ પાણી બળી ગયું. તેમાં રહેલી ભૂકીને તે વાસણમાંથી કાઢીને નાની નાની પડિકીઓ બાંધી. અઢાર પડિકો તૈયાર થતાં તે તેણે મહામંત્રીને આપી અને કહ્યું. "મંત્રીજી! આ અઢાર પડિકીઓ છે. તેમાંની એક એક પડિકી પ્રત્યેક પ્રહરે નિયમિત રીતે આપવાની છે. જ્યાં સુધી આ ઔષધનું સેવન ચાલુ હોય ત્યાં સુધી તેમને અનાજ કે પાણી પણ આપવાનું નથી. આ ઓષધ સિવાય તેમના મુખમાં પ્રવાહી કે બીન પ્રવાહી વસ્તુ જવી ન જોઈએ. તેમના શરીરમાં પ્રસરેલા વિષનો જો નાશ થવાનો હશે તો આટલી પડિકીઓથી જ થશે. જગતમાં તેમના માટે આ સિવાય કોઈ પણ ઔષધ નથી."

મહામંત્રી ક્યાંય સુધી તે પડિકીઓ તરફ જોઈ રહયો. વૈદ્યના સ્પષ્ટ શબ્દો સાંભળીને તેના હૃદયમાં ગડમથલ થઈ રહી હતી. તેના પિતા સમા વૃદ્ધ પુરૂષની જીંદગી જોખમમાં હતી. શિશુપાળની મદદ વડે તે મહામંત્રી બન્યો હતો. તેની સલાહ વડે તે મહામંત્રી પદને શોભાવી રહયો હતો. સુખનો અતિરેક અને દુઃખની મુંઝવણ વ્યકત કરવાનું તેને માટે એક જ સ્થાન હતું. તે સ્થાનના નાશની આગાહીઓ ગવાઈ રહી હતી. તે સ્થાન નાશ પામતાં પોતાની શી સ્થિતિ થશે, તેની તે કલ્પના પણ કરી શકતો નહોતો.

"મહામંત્રી!" રૂદ્રદામન બોલ્યો. "દાદાજી માટે આપણા બધાના મનમાં એક જ પ્રકારની લાગણી છે. અત્યારે તેમના માટે દુઃખ કરવાનો, વિચાર કરવાનો કે લાગણી વ્યકત કરવાનો સમય નથી. અત્યારે આપણે પ્રયત્ન કરવાનો છે. હૃદયને વજ્ર સમું બનાવવાનું છે. આ વાત ગુપ્ત રાખીને

પ્રજા અને સૈન્યને કાબુમાં રાખવાની જરૂર છે. મહારાજા પર પ્રતિભા પાડવાની જરૂર છે. દાદાના મૃત્યુ પહેલાં તેમને ચેતાવીને આખો કાર્યક્રમ સમજી લેવાની જરૂર છે. સરસ્વતી ગુપ્ત સ્થાનમાં હોવા છતાં ભયમાં છે. કાલિકાસૂરિને આપણે વચન આપ્યું છે. તેમના આગમન સુધી આપણે તે સાધ્વીનું રક્ષણ કરવું જોઈએ. આવી રીતે હતાશ બનીને બેસી રહેવાથી કંઈ જ અર્થ સરવાનો છે? આપણી હતાશતાનો લાભ આપણા દૂશ્મનો, મહારાજા અને તેમની બહેન લેશે. માટે આપણે નિડર બનીને ઝઝૂમવું જોઇએ. આપણા મનની દુઃખદ સ્થિતિ પ્રકટ થવા દેવી ન જોઈએ. ''

" રૂદ્રદામન ! " વજ્રકુમાર બોલ્યો. " આપણે માણસ છીએ. સંસારી છીએ. દેવ કે ત્યાગી નથી. દુઃખમાં પણ તમારા જેવું વજ્ર સમું હૈયું રાખનાર તો જગતમાં વીરલા જ હોઈ શકે. ''

" મહામંત્રી ! " મંગળ વૈદ્ય કહેવા લાગ્યો." આપ સામાન્ય માણસ નથી. પ્રજા જન સમા સામાન્ય માણસમાં અને આપનામાં ફરક હોવો જોઈએ રાજાનાં અને પ્રજાનાં મનને સંતોષી દેશને આબાદ અને સ્વતંત્ર રાખવાની આપની ફરજ છે. તે સઘળો ભાર આપના શિર પર છે: તેવા સમયે આપે નિરાશ થવું ન જોઈએ, આપ મનને દ્રઢ બનાવો. સમય ન વિતાવતા મહાસેનાપતિને આમાંની એક પડિકી આપો, પ્રત્યેક ક્ષણ કિંમતી છે. ''

મહામંત્રી કંઇ પણ ન બોલતાં ઉઠયો. તેની સાથે મંગળ વૈદ્ય અને રૂદ્રદામન પણ ઉઠયા, ત્રણે જણ શિશુપાળવાળા ખંડમાં પ્રવેશ્યા, ત્યારે તે વૃદ્ધ પુરૂષ પોતાના બિછાનામાં બેસીને કંઈક વિચારી રહ્યો હતો.

## પ્રકરણ ૩૯ મું

### અડોલિયા સ્ત્રી ચરિત્ર ભજવે છે

" અડોલિયા ! " ગંધર્વશેન તેના રસિક બહેનને કહી રહ્યો હતો. " લોકોમાં–પ્રજામાં અનેક જાતની અફવાઓ ચાલી રહી છે. પ્રજા તારા પ્રત્યે વધુ ને વધુ તિરસ્કાર દર્શાવતી થઈ છે.

" એ તો પ્રજા છે, ભાઈ ! " અડોલિયા રાજાને સમજાવવા લાગી. " પ્રજા કોઈ દિવસ રાજાનું સુખ જોઈ શકે ખરી ? અને તેમાં પણ મારૂં સૌંદર્ય તેમનાથી સહન થઇ શકતું નથી. બિચારી પ્રજા એટલું પણ સમજી શકતી નથી કે, ઝળહળતું સૌંદર્ય પ્રત્યેકને મળતું નથી. અને બીજાના સૌંદર્યને દ્વેષાગ્નિમાં બાળવાથી તે આપણને પ્રાપ્ત થતું નથી."

" મારો કહેવાનો ભાવાર્થ એ નથી, બહેન ! " રાજા બોલ્યો. મહાસેનાપતિ શિશુપાળને વિષ આપ્યાના લગભગ દસેક દિવસ વીતિ ગયા હતા. તે દરમિયાન સરયુ અને કુમારગુપ્તની પાંચ છ મુલાકાતો થઈ હતી. છેલ્લી મુલાકાતમાં

ખૂબ વિચાર કરીને કુમારગુપ્તે સરયુને કહ્યું હતું કે, તારે રાજાને સમાચાર આપવા કે શિશુપાળને વિષ અપાયું છે. તેનું મૃત્યુ થોડા સમયમાં થશે.' અને વિષ કોણે આપ્યું છે એમ રાજા પૂછે તો પોતાનું નામ પ્રગટ ન કરવાનું વચન લઈને અડોલિયાનું નામ પણ આપવું. સરયુએ એ બાબતમાં ઘણીયે દલીલો કરી હતી, પણ છેવટે તેને કુમારગુપ્તની ઈચ્છાને આધિન થવું પડ્યું હતું. કુમારગુપ્તે સરયુને સમજાવ્યું હતું કે જો રાજાના કાને વાત જાય કે શિશુપાળને અડોલિયાએ વિષ આપ્યું છે તો રાજાના મનમાં તેની બહેન વિષે ક્રોધ અને તિરસ્કાર ઉત્પન્ન થાય. એમાંથી બંનેમાં વૈમનસ્ય જાગે. અને બંનેના ઝઘડાનો લાભ બીજાઓને મળે. રાજાના મનમાં એમ પણ થવાનો સંભવ ખરો કે ' મારી જાણ બહાર શિશુપાળને વિષ આપનાર અને વિષ આપવા માટે મને અંધારામાં રાખીને મારી પાસે જ તેને કેદમાં પૂરાવનાર અને કેદમાંથી મૂક્ત કરાવનાર અડોલિયા ભવિષ્યમાં બીજાનો પ્રેમ પ્રાપ્ત થતાં મને પણ વિષ નહિ આપે એની ખાત્રી શી ? ' એ પ્રમાણેની સમજુતીને અંતે સરયુએ એક સમયે પ્રસંગ સાધીને રાજાને બધી વાત કહી. તે રાજાની માનીતી હતી, તેમાં સંશય નહોતો. એટલે તેના કથન પર રાજાએ સંપૂર્ણ વિશ્વાસ મૂક્યો. અને તેને તેનું નામ પ્રકટ ન કરવાનું વચન આપીને વિદાય કરી. તે પછી રાજા અને અડોલિયા વચ્ચે ઉપર પ્રમાણેની વાતચિત શરૂ થઇ હતી. " મારા સાંભળવામાં આવ્યું છે કે, શિશુપાળ વધારે સમય જીવી શકે તેમ નથી. "

" તેમની ઉંમર પણ થઈ છે ને ભાઈ ! " નાના બાળકને સમજાવતી હોય તેવા મધુરા સ્વરે અડોલિયા બોલી.

" અને જગતમાં આવનારે જવું તો પડે જ છે. કોઈને આજે, તો કોઈને કાલે. કોઈને બે વરસે કે કોઈને પાંચ વરસે. પણ અહીંથી જવાનું નિશ્ચિત છે. અને તેમાં પણ શિશુપાળ તો વૃદ્ધ થયા છે. એટલે તે જીવે પણ ક્યાં સુધી ? "

" તેનું મૃત્યુ કુદરતી નથી. જગતની આંખે પાટા બાંધનાર આખરે તું તારા ભાઈની આંખે પણ પાટા બાંધી રહી છે, બહેન ! " રાજાના અવાજમાં કંઈક તિવ્રતા પ્રવેશી હતી. " તેના મૃત્યુનું કારણ તું છે. અને તે પણ મારી અજાણમાં, તેં સાહસ કર્યું છે પણ ભવિષ્યનો વિચાર કર્યો નથી-કર્યો નહોતો."

" મેં સાહસ કર્યું છે ? " અડોલિયાએ આશ્ચર્ય દર્શાવતાં પૂછ્યું. " તેમના મૃત્યુનું કારણ હું છું એમ તમે માનો છો ? "

" માનતો નથી, અડોલિયા ? " રાજા બોલ્યો. " માનવાની મને ફરજ પડી છે. તારા વર્તનથી મને ખાત્રી થાય છે. જો તારે શિશુપાળને વિષ આપવું હતું, તો મારી સલાહ લેવી હતી. તેને વિષ આપવામાં તેં ભયંકર ભૂલ કરી છે. તે ભૂલનું પરિણામ તારે, મારે અને આખા રાજકુટુંબને ભોગવવું પડશે. "

" આ તમે શું બોલો છો, ભાઈ ! " એકાએક અડોલિયાનું હૃદય તૂટી ગયું.

" હું તદ્દન સત્ય કહું છું, બહેન ! રાજાનો ચહેરો પણ બદલાઈ ગયો હતો. " શિશુપાળના મૃત્યુથી પ્રજા અને

સૈન્ય કોઈના હાથમાં નહિ રહે, રાજા અને પ્રજાને સમ ભાવે સાચવનાર એ વૃદ્ધ સેનાપતિ જતાં આખું સૈન્ય આપણા સિંહાસનને તોડી પાડવા તૈયાર થશે. આજે કેટલાયે સમયથી પ્રજામાં ક્રાંતિ પ્રજળી રહી છે. સૈન્યમાં બેદિલી ફેલાઈ રહી છે અને પરદેશીઓ આપણા ડગમગતા સિંહાસનના વિનાશની રાહ જોઈ રહ્યા છે. મહામંત્રી હાલના મહાસેનાપતિ, નગરશેઠ અને આખો પ્રજા વર્ગ આપણી વિરૂદ્ધમાં છે. સૈન્ય તો શિશુપાળ સિવાય કોઈને માનતું જ નથી. આવા સંજોગોમાં તેં તારી સ્ત્રી બુદ્ધિ અજમાવી છે. તારી ઘેલછામાં તેં મને તારૂં હથિયાર બનાવ્યું છે."

"ભાઈ!" અડોલિયાના ચક્ષુઓમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. "હું સ્ત્રી છું. મારામાં તમારા જેટલી વિચાર શકિત કયાંથી હોય? મેં ભૂલ કરી છે એ વાત સાચી છે, પણ તે તમારા હિતને માટે. આમા મહારો કોઇ પણ સ્વાર્થ નહોતો."

"તારો સ્વાર્થ નહોતો એ વાત સત્ય હોય, તો પણ ભૂલનું પરિણામ તો આપણે ભોગવવું જ પડશે. તેને અપાયેલા વિષ વિષે મહામંત્રી, નગરશેઠ, વિનયચંદ્ર, કોષાધ્યક્ષ અને મહાસેનાપતિ બધું જાણે છે. તે લોકોએ એક વૈદ્યને બોલાવીને બનતા પ્રયત્નો પણ કરી જોયા છે. છતાં તેં આપેલું ક્રાતિલ વિષ નાશ પામ્યું નથી."

"ભાઇ!" અડોલિયા ગળગળા અવાજે બોલી. મને ક્ષમા કરો. મારી ભૂલ માટે તમે કહો તે શિક્ષા ભોગવવાને હું તયાર છું."

"બહેન!" રાજા તેની બહેનના વાંસા પર હાથ

ફેરવતાં બોલ્યો. " બનવાનું હતું તે બની ગયું છે, હવે તેમાં આપણો કોઈ ઉપાય નથી. પણ આજથી આપણે ચેતતા રહેવાની જરૂર છે. ક્યારે શું બનશે, તે કહી શકાય તેમ નથી. "

રાજાએ અડોલિયાના આંસુ લૂછી નાંખ્યા. સૌંદર્યમૂર્તિના સુંદર ચહેરા પર રડવાથી રતાશ તરી આવી હતી. કુદરતે બક્ષેલી સૌંદર્યતા કેવળ વિષય અને વિલાસમાં જ હોમાઈ રહી હતી. જગતનો અનિચ્છનીય અને કુદરત વિરૂદ્ધનો વ્યવહાર તેમની કીર્તિને કલંકિત કરી ચૂક્યો હતો ભાઈ બહેનની એક પવિત્ર જોડી અનેક દેશોમાં પૂજનીય બની હતી ત્યારે બીજા ભાઈ બહેનની જોડી લાખો ફિટકારને પાત્ર બની હતી.

" ભાઈ ! " અડોલિયા રાજાના ખોળામાં માથું મૂકીને ધ્રુસકે ને ધ્રુસકે રડી પડી. રાજા તેના માથા પરના કાળા કેશકલાપ પર હાથ ફેરવવા લાગ્યો. અડોલિયાનું રૂદન ક્યાંય સુધી ચાલુ રહ્યું.

અસ્તાચળે ગમન કરતા માર્તંડ દેવના હસતાં કિરણો જીવનમાં કેવળ હાસ્યનો જ પાઠ પઢાવતાં બંનેનાં શરિર સાથે રમી રહ્યા હતાં.

## પ્રકરણ ૩૭ મું

### શિશુપાળ આખરી ઉપદેશ આપે છે

મંગળ વૈદ્યના ઔષધથી શિશુપાળના શરિરમાં વ્યાપેલું વિષ નષ્ટ થયું નહોતું. તેના પુરાવા માટે વૈદ્યે ફરીથી તેના શરિરને તપાસી જોયું હતું. તે વિષે મહામંત્રીને આખરી જવાબ મળી ગયો હતો. મહામંત્રીએ આ વિગત હાલના મહાસેનાપતિ મલયકેતુ અને નગરશેઠને જણાવી. દરેકના હૃદયમાં અત્યંત દુઃખ થયું. અડોલિયા આટલી હદે પહોંચશે, એમ કોઈએ માન્યું નહોતું. આ બાબતની કલ્પના આવવી પણ અશકય હતી.

એક સમયે અનુકૂળતા મેળવીને મહામંત્રી, કોષાધ્યક્ષ, નગરશેઠ, અને મહાસેનાપતિ મલયકેતુએ શિશુપાળની મુલાકાત લઈને ભવિષ્ય માટે સલાહ પૂછી. જવાબમાં શિશુપાળ ચહેરા પર શાંત હાસ્ય લાવીને કહેવા લાગ્યો. "તમને હું શી સલાહ આપી શકું તેમ છું? મને અપાતું વિષ હું ન પારખી શક્યો ત્યાં તમને સલાહ આપવાની યોગ્યતા પણ મારી ક્યાં રહી?"

"દાદા!" મલયકેતુ બોલ્યો. "બનવા કાળ બને છે.

એમાં આપણે ઉપાય નથી. તમને વિષ અપાયું તે દગાથી અપાયું છે. આવી રીતે વિષ અપાયાને એક પણ દાખલો મારા સાંભળવામાં આવ્યો નથી. એટલે આ બાબતમાં તમે સાવધ પણ કેવી રીતે રહી શકો ? પણ હવે તો આપણે સાવધ રહેવું પડશે. સરસ્વતીના ભવિષ્ય પ્રમાણે જો બનવાનું હોય તો તમારે અમને ભવિષ્યની સલાહ આપવાની જરૂર છે. મહારાજા વિષયાંધ બન્યા છે. અડોલિયા હદ ઓળંગી રહી છે. મહારાણી ત્યજાયા જેવાં બન્યાં છે. રાજકુમાર વિક્રમ તેમજ પિતાની ગેરહાજરી માટે વારંવાર પૃચ્છા કરી રહ્યા હોય છે. આખું નગર અને અન્ય પ્રજા—મહારાજાની વિલાસવૃત્તિની વિરૂદ્ધમાં સભાઓ ભરી રહયાં છે. આખા લશ્કરમાં આપના વિષે ચર્ચા થઈ રહી છે. ચારે બાજુએ ક્રાંતિનાં પોકારો થઇ રહયા છે. પરદેશીઓ આપણા દેશના ડગમગતા સિંહાસન તરફ મીટ માંડી રહયા છે. આવા સંજોગોમાં આપની સલાહની અમારે જરૂર છે. આપ અનુભવી છો. અમારા પિતા તુલ્ય છો."

"મલય !" શિશુપાળ માયાળુ સ્વરે બોલ્યો. "જગતનો વ્યવહાર કુદરતના નિયમ પ્રમાણે ચાલ્યા કરે છે. વિધિએ લખેલાં વિધાન કોઇથી મિથ્યા થતાં નથી. માટે મારા માટેનો શોક વ્યર્થ છે. હવે તો તમારે દેશની અને પ્રજાની ચિંતા કરવાની છે. તે સઘળી જવાબદારી તમારા શિર પર આવી પડી છે. આખા દેશમાં સળગી ઉઠેલી ક્રાંતિની જ્વાળા આજની રાજસત્તાને બાળીને ખાખ કરી નાંખશે. મહારાજાનો અભિમાન અને અડોલિયાની સ્ત્રી બુદ્ધિ આપણને આગળને આગળ વધવાને પ્રેરી રહી છે. જગતનાં મહાન રાજ્યો કુદરતનાં ચક્રોનો સામનો કરી શક્યાં નથી, ત્યાં

આપણા નાનકડા રાજ્યોનો હિશાબજ ક્યાં રહયો ? મહારાજાને તેમની ગર્દભ વિદ્યાનો ગર્વ હશે, પણ તે ગર્વ સમય પલટાતાં એક ક્ષણ પણ ટકી શકશે નહિ. આ બધા સંજોગોમાં દયા આવે છે ફક્ત મહારાણી મદનરેખાની. તેના જેવી સુશીલ સ્ત્રી આ વિષય લંપટોની મૂર્ખાઈનો ભોગ બનશે. છતાં તમારે કોઈની પણ દયા ખાધા સિવાય તમારૂં કાર્ય આગળ ધપાવ્યે રાખવાનું છે. કાલિકાસૂરિ પોતાનું ધાર્યું કર્યા સિવાય રહેવાના નથી. પરદેશીઓ આવશે એ વાત પણ નિશ્ચિત છે. આપણે આપણો દેશ પરદેશીઓના હાથમાં સોંપીએ છીએ–સોંપવાને પ્રેરાયા છીએ, એ આપણા માટે કલંક સમાન છે. છતાં બીજો કોઈ રસ્તો નથી. જો આપણે સાચા હોઇશું, આપણામાં આપણા દેશ પ્રત્યેની હાર્દિક લાગણી હશે તો થોડાજ સમયમાં પરદેશીઓના હાથમાંથી આપણા દેશને સ્વતંત્ર બનાવી શકીશું. પણ આ સમયે તો આપણે આપણું ધાર્યું પાર પાડવાનું જ છે. વજ્રકુમારે રાજાને અને રાજકર્મચારીઓને પોતાના વિશ્વાસમાં રાખવાના છે. રૂદ્રદારને દેશના હિતને ખાતર રાજની લક્ષ્મી વાપરવાની છે. નગરશેઠે પ્રજાને ઉત્સાહ પ્રેરતા રહેવાનું છે અને મલયકેતુએ આખા સૈન્યને પોતાનામાં વિશ્વાસ રખાવાને વખત આવ્યે પ્રજાના પક્ષમાં ઉભા રાખવાનું છે.

બીજી વાત એ છે કે, વારંવાર કાલિકાસૂરિના સમાચાર મેળવતા રહેવું. તેમના તરફથી ઘણું જાણવાનું મળશે. પરદેશીઓને તે પોતાના હાથમાં રમકડાં બનાવીને લાવશે. તે વખતે તમારે તેમની સાથે ગુપ્ત મંત્રણા કરીને તેમના પક્ષમાં રહેવાનું છે. તેમને માત્ર નફરત છે રાજા અને અડોલિયાના વર્તનની. એટલે દેશને અને પ્રજાને હાની પહોં-

ચડયા સિવાય તે ડગમગતા સિંહાસનને ઉથલાવી પાડશે તે મહાન મુત્સદ્દી પુરૂષ છે. માનવતાનો ધર્મ સમજનાર અને સમજાવનાર તેમને અન્ય ધર્મીઓ અને ધર્મગુરૂઓ નમે છે. તેમના હૃદયમાં વસેલો માનવ પ્રેમ દેશને અને માનવોને હાનિ પહોંચાડે તેમ નથી. માટે તેમના અનુયાયી બનીને કાર્ય કરવાનું છે.

•

તે પછી સાધ્વી સરસ્વતી વિષે વિચારવાનું રહે છે. તેનો પ્રભાવ તેના ભાઈ કરતાં પણ વધારે છે, એ ભુલશો નહિ. તેનું ભાખેલું ભવિષ્ય તેના ભાઈ કરતાં પણ જવલંત હોય છે, એનો આપણને તાદૃશ દાખલો મળી ગયો છે. તેનું રક્ષણ કરવાની તમારી પ્રથમ ફરજ છે કારણ કે તેના કારણેજ કાલિકાસૂરીને રાજાના દૂરવર્તન માટે તિરસ્કાર ઉપજ્યો છે. અત્યારની ક્રાંતિ પણ તેના નામે થઈ છે, તે સ્ત્રી છે. તેના રક્ષણનો ભાર પ્રજા પર છે. તેની વધુ મહત્તા એ છે કે, તે બાલબ્રહ્મચારિણી છે. તેના બ્રહ્મચર્યનું તેજ રાજાને પણ બાળીને ભસ્મ કરવાને શક્તિમાન છે. એટલે તેના શિયળને આંચ પણ આવે તેમ નથી. પણ એક વાત તેના માટે ધ્યાન રાખવાનું ભૂલતા નહિ, વજ્રકુમારના કહેવા પ્રમાણે કોઈના પુછ્યા સિવાય તે કોઈનું ભવિષ્ય કહેતી નથી. માટે તમારે અઠવાડિયામાં એ વખત ભવિષ્ય પુછવા માટે તેની પાસે જવું.

એ પછી તમારે નાગ સારથીનું અને તેના કુટુંબનું રક્ષણ કરવાનું છે. જો મહારાજાને તે લોકોના કિંચિત્ પણ સમાચાર મળ્યા તો દેહાંત દંડ સિવાય તેમના માટે બીજી કોઈ શિક્ષા નહિ હોય. નાગે સરસ્તીનું રક્ષણ કર્યું છે. મહારાજાના કોપની પરવા કર્યા વિના તેણે સરસ્વતીને સંતાડી

છે. એની નિડરતા જેવી તેવી નથી. માટે તેના રક્ષણનો એ પણ ભાર તમારા શિરે છે.

તે પછી તમારે સરયુ પર ખાસ ધ્યાન આપવાનું છે. તે ચાલાક, હિંમતવાન અને કાવત્રાખોર દાસી છે. મહારાજાની અને મહારાણીની માનીતી છે. મને શંકા છે કે, તે કોઈ પણ પરદેશી જાસુસને મળેલી હોવી જોઈએ. માટે તેનાથી ચેતતા રહેવાનું છે. આપણે આપણા રાજાને શિક્ષા કરવા ઇચ્છીએ છીએ, રાજસિંહાસનને નહિ. રાજ્યની કારકીર્દિ બગડે નહિ અને પ્રજાને નુકશાન થાય નહિ, તે રીતે ખુબ વિચાર કરીને પગલું ભરવાનું છે.

આથી વિશેષ મારે કંઈ સમજાવવાનું રહેતું નથી. તમે બધા રાજકાર્યના સારા જાણકાર છો મુત્સદ્દી છો. દેશના હિતેચ્છુ છો. વિચાર કરીને પગલું ભરવું અને પગલુ ભર્યા પછી પાછા ન હઠવું એટલું ધ્યાનમાં રાખજો.

શિશુપાળે જેટલું સમજાવવાનું હતું તેટલું સમજાવી દીધું. બધાયે તે શાંતિથી સાંભળી લીધું. શિશુપાળની તબિયત ધીમે ધીમે અશક્ત બનતી જતી હતી. વિષની કારમી સત્તા રક્તના અણુંએ અણું પર પ્રસરી રહી હતી. ચારેની નજર તેના ચહેરા પર ચોંટી રહી હતી. તેમના મનમાં થતું હતું કે, ' આવો મહાન મુત્સદ્દી પુરૂષ વિના કારણ એક સ્ત્રીના કાવત્રાનો ભોગ બન્યો ? આજે દેશને જેની જરૂર છે, તેનેજ દેશ છોડીને–જગત છોડીને–જવાનો વખત આવ્યો ? જેણે દેશના હિત સિવાય હથિયાર પકડયું નથી, દેશના હિત સિવાય કોઈ વિચાર કર્યો નથી અને દેશના હિત સિવાય રાજકારણમાં ભાગ લીધો નથી તેનાજ માટે આવું કારમું મૃત્યુ નિર્માયું ? '

## પ્રકરણ ૩૮ મું

### સરસ્વતી નવું ભવિષ્ય ભાખે છે.

સાધ્વી સરસ્વતીએ પોતાના માટે એક નવું ભવિષ્ય જાણી લીધું હતું. તે ભવિષ્ય બીજાને કેવી રીતે જણાવવું, તેના વિચારમાં તે પડી હતી. તેનો નિયમ હતો કે કોઇ પણ પૂછે નહિ ત્યાં સુધી પોતે જાણી લીધેલું ભવિષ્ય પ્રકટ કરવું નહિ. એ કારણે તેની મુંઝવણ વધવા લાગી હતી.

એક વખતે તેણે ચંદનબાળાને પૂછ્યું હતું કે, 'નગરશેઠ કેમ દેખાતા નથી?' જવાબમાં ચંદનબાળા બોલી હતી 'તે હમણાં હમણાં બહુ કામમાં હોય છે.' તે પછી તે બાબતમાં કોઈ વાત થઈ નહોતી. પણ અચાનક એક પ્રભાતે નગરશેઠ અને મહામંત્રી તેની મુલાકાતે આવ્યા.

"આપણું ભવિષ્ય સાચું પડતું જાય છે, મહારાજ[૧]!"

---

(૧) જૈન ધર્મમાં સાધુ–સાધ્વીને 'મહારાજ' કહીને સંબોધવામાં આવે છે.

નગરશેઠ યોગ્ય રીતે ધાર્મિક વંદણા કરીને અને શાતા પૂછીને બોલ્યા.

“ કેમ ?” સાધ્વીએ પૂછ્યું.

“ મહાસેનાપતિનું શરિર દિન પ્રતિદિન નબળું પડતું જાય છે.” નગરશેઠે ખુલાસો કર્યો.

“ આપે તેમની પાસેથી જે જાણવું હોય તે જાણી લેવું જરૂરી છે, મંત્રીજી! ” સરસ્વતીએ મહામંત્રીને ઉદ્દેશી કહ્યું.

“ અમે તેમની સાથે ઘટતી વાતચીત કરી લીધી છે, મહારાજ! ” મહામંત્રી બોલ્યો. “ આપ શાતામાં છો ને ? ”

“ દેવ ગુરૂના પ્રતાપે.” સરસ્વતીએ જવાબ આપ્યો.

“ અમે આપને કંઇક પૂછવા માટે આવ્યા છીએ.” મહામંત્રી શાંતિથી બોલ્યો.

“ શું પૂછવું છે ? ” સરસ્વતીએ પ્રશ્ન કર્યો.

“ આપે બીજું કંઈ ભવિષ્ય જાણ્યું છે ? ” મહામંત્રીએ સીધો જ પ્રશ્ન કર્યો.

“ મહાસેનાપતિએ પૂછાવ્યું છે ? ”

“ ના આપને વારંવાર આ વિષે પૂછતા રહેવાનું તેમણે જણાવ્યું છે.”

“ શા માટે ? ”

“ કોઇના પૂછ્યા સિવાય આપ કોઇને ભવિષ્ય કહેતા નથી, તે માટે.”

સરસ્વતીને શિશુપાળની આગમચેતી માટે માન ઉપજ્યું.

તેને લાગ્યું કે, દેશ એક મહાન વ્યકિત ગૂમાવી રહયો છે.

" આજે રાત્રે તમે યોગ્ય ગોઠવણ કરીને નાગ સારથીને અને તેના કુટુંબને અહીંથી બીજે સ્થળે લઇ જાવ." સરસ્વતી બોલી.

" કેમ ?" નગરશેઠ અને મહામંત્રી એકી સાથે આશ્ચર્ય બોલી ઉઠયા.

" તે લોકો પર ભય તોળાઇ રહયો છે." સરસ્વતીએ કહયું.

" શાને ?" મહામંત્રીએ પૂછયું.

" રાજાના હાથે પકડાઈ જવાને." સરસ્વતીએ ખુલાસો કર્યો.

" તે લોકો અહીં છે, એવી મહારાજાને ખબર પડી ગઈ છે ?"

" ના."

" ત્યારે ?"

" ખબર પડી નથી, પણ પડી જવાની છે."

" અને આપની ?"

" મારી પણ ખબર પડી જશે."

" તો આપે પણ અહીંથી ખસી જવું જરૂરી છે." મહામંત્રીએ ચિંતાતુર વદને કહ્યું. સરસ્વતીના શબ્દો સાંભળીને બંને જણા વિચારમાં પડી ગયા હતા.

" મારૂં અને નાગ સારથીનું ભવિષ્ય જુદું પડી જાય

છે, મહામંત્રી !"

"કેમ ?"

"નાગ સારથીને અને તેના કુટુંબને પકડવાના સંજોગો હમણાં નથી."

"અને આપના ?"

"હું પકડાઈ જવાની છું. માટે જ મારે આ સ્થળ છોડવાની જરૂર નથી."

"એટલે ?" આશ્ચર્ય પામતાં મહામંત્રીએ પૂછ્યું.

"રાજાના હાથે પકડાવાનો મારો સમય આવી ચૂક્યો છે." સરસ્વતી બોલી.

"એટલે આપ જાતે થઈને પકડાઈ જવા માગો છો, એમને ?" મહામંત્રીએ પૂછ્યું.

"ના."

"ત્યારે ?"

"હું ગમે ત્યાં જઈશ તો પણ પકડાઇ જવાની છું. તો પછી બીજે સ્થળે પકડાઈ જવું એના કરતાં અહીં જ પકડાવું શું ખોટું ?"

"આપે તે સમય જાણી લીધો છે ?"

"હા."

"કયો સમય છે ?"

"તે હું નહિ કહું."

"કેમ ?"

"બહુ અગત્યનું કારણ છે."

"કયું ?"

"હું પકડાઈ જવાની છું એ વાત નિશ્ચત છે. જો તમે મારૂં રક્ષણ કરવાનો પ્રયત્ન કરશો તો પણ તેમાં મીન મેખ થનાર નથી. અને મને ખાત્રી છે કે, તમને જો વખત જણાવવામાં આવે તો તમે મારૂં રક્ષણ કરવાનો પ્રયત્ન કર્યા વિના રહો નહિ. તેમાં અનેક માણસોની હાનિ થવાનો સંભવ છે. બનવાનું છે તે મિથ્યા નથી. પછી વિના કારણ અનેક માનવ હત્યાનું પાપ શા માટે વહોરી લેવું ?" સરસ્વતીએ ખુલાસો કર્યો.

"પણ આપના રક્ષકની જવાબદારી અમારા પર છે." મહામંત્રી બોલ્યો.

"મંત્રીજી !" સરસ્વતી કહેવા લાગી." જવાબદારી તો કારણ ભૂત છે. જો મારે પકડાવાનું લલાટે લખાયું ન હોત, તો તમારી જવાબદારી કામ આવત. પણ જે નિર્માયું છે તે તો થવાનું જ છે. પછી વિના કારણ માનવ હત્યા શા માટે કરાવવી ?"

મહામંત્રી અને નગરશેઠ અવાક્ બનીને સાંભળી રહ્યા હતા. સરસ્વતીનું કથન સત્ય હતું. જો નિર્માયું છે, તે બનવાનું જ હોય તો પ્રાણ હાનિ શા માટે કરાવવી જોઈએ ?"

"છતાં પ્રયત્ન કરવાની અમારી ફરજ છે, મહારાજ!" મહામંત્રી બોલ્યો. "બનવાનું બન્યા કરતું હોવા છતાં બનતો પ્રયત્ન કરવાની પ્રત્યેક મનુષ્યની જરૂર છે."

“ પ્રયત્નો કરવાના ઘણા પ્રસંગો આવશે, મંત્રીજી ! સરસ્વતી બોલી. “ હજી તો તમારે રાજાની વિલાસ વૃત્તિનો નાશ કરવાનો છે. વિલાસી રાજાના પંજામાંથી તમારી નિર્દોષ પ્રજાને તમારે મુક્ત કરાવવાની છે. કાલિકાસૂરિ પોતાનું વચન પૂર્ણ કરવા પાછા ફરે ત્યારે તમારે તેમને અનેક રીતે મદદ કરવાની છે. તે વખતે તમારાથી બને તેટલો પ્રયત્ન કરજો. તે વખતે તમારી શક્તિ, મુક્તિ અને રાજમુત્સદ્દીગીરી દાખવજો.”

મહામંત્રી અને નગરશેઠને આ બાલબ્રહ્મચારીણી વધુ ને વધુ તેજસ્વી લાગી પોતે જાણેલા ભવિષ્ય પ્રત્યે વિધિનાં વિધાન જેટલો મક્કમ રહેનારી સાધ્વીની ભવિષ્ય વાણી તેમને સચોટ લાગી. સરસ્વતી પકડાશે, એ જાણીને તેમને અત્યંત ચિંતા થવા લાગી.

“ મહામંત્રી !” બંનેને મૌન રહેલા જોઈને સરસ્વતી આગળ કહેવા લાગી. “ હું રાજાના હાથમાં પકડાઈશ, એમ માનીને તમારે ચિંતા કરવાની જરૂર નથી. તમારો રાજા ગમે તેટલો વિલાસી હશે, છતાં તે પુરૂષ છે–માણુસ છે તમે જાણો છો કે હું બાલબ્રહ્મચારીણી છું. જગતમાં એવી એક પણ સત્તા નથી કે જે મારા શરીરને સ્પર્શી શકે. માટે તમારે તે બાબતની ચિંતા કરવાની જરૂર નથી. ”

“ છતાં અમારા હૃદયને દુઃખ થયા સિવાય રહી શકે નહિ. પ્રજા જ્યારે આ વાત સાંભળશે, ત્યારે શું પરિણામ આવશે તે પણ કહી શકાય તેમ નથી. ” મહામંત્રીએ કહ્યું.

“ સૌ સારાં વાના થશે, મંત્રીજી !” સરસ્વતી બોલી. તેને બીજી ધાર્મિક ક્રિયાઓ કરવાનો સમય થયો હોવાથી

થોડી વાર રહીને તેણે બંનેને ઉઠવા માટે જણાવતાં કહ્યું. " હવે આપ પધારો મારે ધર્મ ક્રિયાનો સમય થયો છે. આજે ને આજે નાગ સારથીને અને તેના કુટુંબને બીજે સ્થળે લઈ જવાનું ચૂકશો નહિ."

" સારૂં." મહામંત્રીએ હાથ જોડતાં કહ્યું.

બંને જણા ત્યાંથી ઉઠીને બહાર જવા નીકળ્યા. સરસ્વતી ધાર્મિક ક્રિયામાં પરોવાઈ.

## પ્રકરણ ૩૯ મું

### સરયુ રાજાને મળે છે

"મહારાજ! એક વધામણી આપું?" એકાન્તનો લાભ લઈને સરયુએ નયનો નચાવતાં ગંધર્વસેનને પૂછ્યું.

"શી?" રાજાના ચહેરા પર સ્મિત ફરક્યું.

"તમે કલ્પી પણ ન શકો તે." લાડઘેલા સ્વરે સરયુ બોલી.

"કહી નાખને ગાંડી!" રાજાએ સરયુના માથા પર ટપલી મારતા કહ્યું.

"ઇનામ આપવું પડશે."

"શું?"

"હું જે માગું તે."

"આપીશ."

"વચન આપો છો ને?"

“ તારી વધામણી સાંભળ્યા સિવાય વચન કેમ અપાય?”

“ત્યારે હું જે માગું તે આપવાનું કહો છો તે ખોટું ને?”

“ તું તો બહુ ચાલાક છે, સરયુ ?”

રાજાએ તેનો હાથ પકડી પોતાની પાસે ખેંચી. સરયુ ધીમે રહીને પોતાનો હાથ છોડાવી રાજાથી થોડે દૂર જઈ ઉભી રહી.

“ પણ તું અહીં આવી કેવી રીતે ?” રાજાએ પૂછ્યું. કાળા મહેલના ગુપ્ત વિભાગોમાં રહેતી હોવા છતાં સરયુ એકે વખત રાજાની નજરે પડી નહોતી.

“ કેવી રીતે એટલે ? ઉડીને.” સરયુ રમતિયાળ છોકરીની પેઠે બોલી.

“ ઉડીને ?” રાજા આશ્ચર્ય દર્શાવતાં બોલ્યો. “ ઉડવાને માટે તારે પાંખો તો છે નહિ. પછી તું ઉડી શકી શી રીતે ?”

“ ઉડવામાં પાંખોની જરૂર હોતી નથી, મહારાજ !” તેમાં તો આવડત જોઇએ છે.” સરયુએ કહ્યું.

“ ઠીક હવે. તું શી વધામણી આપવા આવી છે, તે તો કહે.”

“ કિંમત વિનાની વધામણી નકામી, મહારાજ!”

“ પણ તને કહ્યું ને કે તું જે માગીશ તે આપીશ.”

“ વચન આપો તો વિશ્વાસ બેસે.”

“ મારું વચન છે, બસ!”

સરયુએ આજુબાજુ નજર ફેરવી. કોઇ પણ નજરે ન પડતાં તે રાજાની નજીકમાં જઈને તેના કાનમાં કહેવા

લાગી. " મહારાજ ! સાધ્વી સરસ્વતી ક્યાં છે, તે મેં જાણી લીધું છે."

" હેં !" રાજા હર્ષઘેલો થતાં બોલી ઉઠયો.

" હા. " નાક પર આંગળી મૂકીને શાંત રહેવાનું સૂચવતાં સરયુ આગળ કહેવા લાગી. " આમ ઉન્માદિત ન બનો. જો અડોલિયા દેવા આ વાત જાણશે તો તમારા કાર્યમાં વિન્ઘ નાંખશે."

" તે શા માટે વિઘ્ન નાંખે ?" રાજાએ આશ્ચર્ય દર્શાવતાં પૂછયું.

" તમે સાધ્વી સરસ્વતીને મેળવો એટલે તેને ભોગવવા મળતો વિલાસ ઓછો થાય." સરયુએ ખુલાસો કર્યો.

" તો પછી ?" સરયુના કહેવા પ્રમાણે ચાલવાની ઇચ્છા પ્રદર્શીત કરતાં રાજાએ પૂછયું.

" તેમનાથી ખાનગી રીતે બીજે સ્થળે સરસ્વતીને રાખવાની યોજના કરવી જોઇએ. તમે જેના માટે રાત દિવસ પ્રયત્ન કરી રહયા હોવા છતાં યશ મળ્યો નહિ, તે મેં તમને સહજ રીતે મેળવી આપી છે."

" તે માટે તો હું તારી સલાહ પ્રમાણે ચાલવા તૈયાર થયો છું." રાજાએ પોતાની નબળાઈ જણાવી.

" મને લાગે છે કે આપણે તમારી બહેનને જણાવ્યા સિવાય આ મહેલના ત્રીજા માળે રાખીએ." સરયુએ પોતાનો વિચાર દર્શાવ્યો.

" તારૂં કહેવું બરાબર છે." રાજા આનંદાવેશમાં આવીને કહેવા લાગ્યો. " એટલે બહેનને ખબર પણ પડે

નહિ અને મારી ઈચ્છા થાય ત્યારે હું તે સૌંદર્યમૂર્તિને મળી પણ શકું."

"એટલા માટે તો મેં તમને આ રસ્તો બતાવ્યો." સરયુએ રાજાના શબ્દો પકડી પાડતાં કહ્યું.

"પણ તે છે ક્યાં, તે તો કહે.

"નગરશેઠના મકાનના ભોંયરામાં ?"

"શું ? નગરશેઠના મકાનના ભોંયરામાં ?"

"હા. પણ નગર શેઠને અને તેમના કુટુંબને કંઈ પણ હાની ન પહોંચે, તેટલું ધ્યાનમાં રાખજો. નહિ તો સરસ્વતી પણ જશે અને રાજ પણ ગૂમાવશો."

"એમાં તારે કહેવું નહિ પડે."

"પણ તમારી બહેનથી આ વાત ગુપ્ત રહેવી જોઇએ." સરયુ બોલી.

તેને કુમારગુપ્તના શબ્દો યાદ આવ્યા. બંનેના મિલનને હજી ચાર પ્રહર પણ વીત્યા નહોતા. સરસ્વતીની ગુપ્તતાના સમાચાર રાજાને આપવા માટે કુમારગુપ્તે જ સરયુને પ્રેરી હતી. સરયુએ તે વિષે આનાકાની કરતાં કહ્યું હતું કે "કુમાર ! સરસ્વતીને રાજાના હાથમાં સપડાવવામાં જોખમ છે."

"જોખમ સિવાય કોઈ પણ કાર્યની સિદ્ધિ નથી, સરયુ !" કુમારગુપ્તે સમજાવ્યું હતું.

"પણ તે જૈન સાધ્વી છે. બાલબ્રહ્મચારીણી છે. કાલિકાસૂરી જેવો મહાન ભવિષ્યવેત્તા તેનો ભાઈ છે. એવી તેજસ્વીનીને રાજાના હાથમાં સોંપવી એ કઠિણ કામ છે." સરયુએ કહ્યું.

" પણ તારે ક્યાં સોંપવી છે! તારે તો ફક્ત રાજાને બાતમી આપવાની છે." કુમારગુપ્ત બોલ્યો.

" અર્થ તો એક જ ને!" સરયુ બોલી.

" જો, સરયુ!" કુમારગુપ્ત સમજાવવા લાગ્યો. " આ રાજકારણ છે. રાજકારણમાં ધર્મ કે સ્ત્રી, મોહ કે માયા, બ્રહ્મચારીણી કે વિલાસમૂર્તિ ઉચ્ચ પદ કે અધોગતિ કંઈ જ જોવાતું નથી. જો આપણે આવા વિચારો કરતા રહીએ તો આપણને આપણા કાર્યમાં યશ કેવી રીતે મળે? માટે નબળા વિચારોને ત્યાગીને તારે આ સમાચાર રાજાને આપવા જોઈએ."

" કુમાર! મારૂં મન ના પાડે છે."

" પણ હું કહું છું ને."

સરયુની સ્થિતિ દ્વિધા બની. આ પ્રકારની અનેક રીતે ચર્ચા થયા પછી સરયુએ કુમારગુપ્તનુ કથન સ્વીકાર્યું હતું. અને તે કારણે તે રાજાને સરસ્વતીના સમાચાર આપી રહી હતી.

" તે બદલ મારા પર વિશ્વાસ રાખ."

" બહુ સાવચેતીથી કામ કરજો."

" સારૂં. ઉભી ઉભી થાકી જઈશ. અહીં બેસ."

" ના. હું છૂપાઈને આવી છું. કોઈની નજરે ન પડતાં મારે જવું જોઈએ. તમારૂં નિમક ખાઉં છું માટે મેં મારી ફરજ અદા કરી છે."

" હું તારો ઉપકાર કદિ નહિ ભૂલું."

" તો હું જાઉં છું."

" હા."

" પાછી ક્યારે મળીશ ?"

" નવા સમાચાર સાંપડશે તો જણાવવા આવીશ. તે પહેલાં જો તમારે જરૂર પડે તો મને બોલાવજો."

" સારૂં."

સરયુ આવી હતી તેવી રીતે ગુપ્ત રસ્તે સરકી ગઈ. રાજા સરસ્વતીના વિચાર વમળે ચઢ્યો.

# પ્રકરણ ૪૦ મું

## ક્રાંતિની જ્વાળા સળગે છે.

સાધ્વી સરસ્વતીનું ભવિષ્ય સત્ય નીવડયું. તેના કથન મુજબ સત્તરમાં દિવસે શિશુપાળનું મૃત્યુ થયું આખા નગરમાં હાહાકાર વ્યાપી ગયો. નાના મોટા સર્વે નગરજનો તેના મકાન આગળ એકઠા થયા હતા. સંધ્યાકાળનો સમય હતો. સ્મશાન યાત્રાની તૈયારીઓ ચાલી રહી હતી. જેમ જેમ તેના મૃત્યુના સમાચાર દૂર ને દૂર પ્રસરતા ગયા તેમ તેમ અન્ય પ્રજાજનો પણ બનતી ત્વરાએ આવવા લાગ્યા. રાજમહેલમાં શોક પ્રસરી ગયો. રાજકુમાર વિક્રમ પણ આવી પહોંચ્યો. રાજકર્મચારીઓ અને સેનાનાયકો આવી પહોંચ્યા. વાતાવરણ ભયંકર ગમગીન બન્યું હતું. ગમગીનમાં પણ લોકોના ચહેરા પર ભયંકર રૌદ્ર સ્વરૂપ પ્રસર્યું હતું. ક્રાધ-મિશ્રિત શોક દરેક હૃદયને હચમચાવી રહ્યો હતો.

દેશનો નાયક, રાજકર્મચારીઓનો સહાયક અને પ્રજાજનોનું સુખ દુઃખનું સ્થાન–સમા શિશુપાળની સ્મશાન યાત્રા નીકળી.

હજારો માણસોનું ટોળું તેની નનામી પાછળ ચાલવા લાગ્યું. રસ્તામાં અનેક આંખો તે નનામી પર પુષ્પો ફેંકવા લાગી. સર્વેનો માનીતો મહાસેનાપતિ શિશુપાળ જગતમાંથી વિદાય થયો હતો.

તેના મૃત્યુથી અડોલિયાના હૃદયમાં આનંદનું પૂર આવ્યું. તે મસ્ત બની. રાજાના હૃદયમાં ચિંતા પ્રવેશી છતાં તેણે ગોઠવી રાખેલા વિચાર પ્રમાણે કાર્ય કરવાનો નિશ્ચય કર્યો. પોતાના કેટલાક વિશ્વાસુ અંગરક્ષકોને લઇને તે નગરશેઠના મકાને ગયો. નગરશેઠ અને વિનયચંદ્ર શિશુપાળની સ્મશાન યાત્રાએ ગયા હતા. આખા નગરમાં કોઈ પણ માણસ હાજર નહોતો.

રાજાને અને તેના અંગરક્ષકોને જોઈને શેઠાણી વિચારમાં પડી ગયાં. રાજાએ એક અંગરક્ષક સાથે સમાચાર મોકલીને તેમને બોલાવ્યા. શેઠાણીને રાજા પાસે જવાની ફરજ પડી.

" શેઠાણી ! " રાજા બોલ્યો. " તમે ગભરાશો નહિ. હું તમને હેરાન કરવા માટે આવ્યો નથી. મારે તો તમારા ભોંયરાની મુલાકાત લેવી છે."

શેઠાણીના મનમાં ધ્રાસ્કો પડયો. સરસ્વતીનું કહેવું સાચું પડશે ?

" શા માટે ! " શેઠાણીએ પ્રશ્ન કર્યો.

" સરસ્વતી તમારા ભોંયરામાં છે. " રાજા બોલ્યો.

" તે વિષે તમારે શેઠ સાથે વાતચીત કરવાની હોય, ઓઓ આવે નહિ. " શેઠાણીએ નિડરતાથી કહ્યું.

" મારે મારા બળનો ઉપયોગ કરવો પડે તે પહેલાં તમે મને મારો માર્ગ ખુલ્લો કરી આપો તો સારૂ. "

“ અને તમારી ઇચ્છાને અવરોધવામાં આવે તો ? ”

“ તો હું ગંધર્વસેન છું એટલું ધ્યાનમાં રાખશો.”

રાણીને લાગ્યું કે હવે ખોટી હઠ કરવી વ્યર્થ છે. રાજા નિશ્ચય કરીને આવ્યો હતો. તેણે નક્કી કરી રાખ્યું હતું કે, શિશુપાળનું મૃત્યુ થાય અને નગરજનો તેની સ્મશાન યાત્રાએ જાય ત્યારે વગર તોફાને પોતાનું કાર્ય પાર પાડવું તે માટે તેણે બીજા એક મકાનમાં સરસ્વતીને રાખવાની સગવડ પણ કરી હતી. કાળા પ્રાસાદમાં તેને રાખવામાં રાજાને જોખમ જણાયું હતું.

શેઠાણીએ આનાકાની ન કરતાં ભોંયરાનો માર્ગ ખુલ્લો કરી આપ્યો. રાજા અંદર પ્રવેશ્યો. સરસ્વતી તૈયાર જ હતી. તેણે બિલકુલ આશ્ચર્ય દાખવ્યું નહિ.

“ હું તને તેડવા માટે આવ્યો છું, સરસ્વતી ! ” રાજા બોલ્યો.

“ હું તૈયાર જ છું. ” સરસ્વતીએ ઠંડે પેટે જવાબ આપ્યો.

“ તને લેવા માટે હું આવવાનો છું, એની તને ખબર હતી ? ” રાજાએ આશ્ચર્ય દાખવતાં પૂછ્યું

“ હા. ” સરસ્વતીએ કહ્યું. તેને એક વાતની નીરાંત હતી કે તેના કહેવા પ્રમાણે મહામંત્રીએ નાગસારથિને અને તેના કુંટુંબને અહીંથી ખસેડી મૂક્યાં હતાં.

“ મારું માન સાચવીને મને લઈ જવાનું વચન આપતા હો તો હું આવવાને તૈયાર છું ” સરસ્વતીએ સ્ત્રી બુદ્ધિ વાપરી.

“ તારી ઇચ્છા પ્રમાણે વર્તવાને હું કબૂલ છું. ” રાજા નરમ બનીને બોલ્યો.

"કાળા પ્રાસાદમાં મારાથી નહિ આવી શકાય." તે જાણતી હોવા છતાં તેણે કહ્યું.

"તારા માટે મેં બીજી જગાએ વ્યવસ્થા કરી છે." રાજા નરમાશથી બોલ્યો.

"ચાલો, ત્યારે."

સરસ્વતી રાજાની સાથે જવા તૈયાર થઈ. તે સિવાય તેના માટે બીજો રસ્તો નહોતો. બહાર આવીને તેણે શેઠાણીને અને ચંદનબાળાને આશીર્વાદ આપ્યા. માનવ હત્યા ન થવા દેવા માટે અહીંથી જલ્દી નીકળી જવાની તેને આવશ્યકતા ભાસી. શેઠાણી અને ચંદનબાળા કંઇ પણ બોલે તે પહેલાં તે મકાનની બહાર નીકળી ગઈ. રાજા તેની સાથે પગે ચાલવા લાગ્યો. થોડા સમયમાં બંને નક્કી કરેલા સ્થળે આવી પહોંચ્યાં.

લગભગ મધ્ય રાત્રી થવા આવી હતી. રાજા સરસ્વતીની મર્યાદા સાચવી રહ્યો હતો. તે જાણતો હતો કે સરસ્વતી બાલ બ્રહ્મચારિણી છે. તેને સતાવવા કરતાં તે આપ મરજીએ પોતાનો દેહ અર્પે તે જ વધારે શ્રેયસ્કર છે. સમયને માન આપીને થોડા દિવસ રાહ જોવામાં તેને કંઈ વાંધો જણાયો નહિ.

તે સમયે શિશુપાળને અગ્નિદાહ દઇને પ્રજાજનો પાછા આવતા હતા. એકાએક નગરજનોમાં ક્રોધની જ્વાળા સળગી ઉઠી. બધા દોડયા. આગળ પાછળ જોવાની તેમને દરકાર કરી નહિ. તેમને દોડતા જોઇને મહામંત્રી, મહાસેનાપતિ, નગરશેઠ વિનયચંદ્ર અને કોષાધ્યક્ષ વિચારમાં પડી ગયા. મહામંત્રીએ તેમને અટકાવવા માટે વિનયચંદ્રને મોકલ્યો. પણ તે પહોંચે તે પહેલાં તો આગળ ગયેલો ક્રાંતિવાદીઓએ

કાળા પ્રાસાદને સળગાવી મૂકયો. તે લોકો માનતા હતા કે રાજા અને અડોલિયા તેમાં હશે. પણ કુદરતના સંજોગે અડોલિયાજ તેમાં હતી. રાજા સરસ્વતીને લઈને બીજા મકાનમાં ગયો હતો.

કાળા પ્રાસાદની આગ ચારે બાજુએ પ્રસરી ગઈ સ્મશાન યાત્રામાં જોડાયેલા નગરજનો પણ આશ્ચર્ય પામી ગયા. જોત-જોતામાં આખો મહેલ સળગી ગયો. મહામંત્રીએ ક્રાંતિવાદી પ્રજાની ઉતાવળ જોઈને નિરાશ બની કપાળે હાથ મૂકયો.

## ક્રાંતિની જવાળા સળગી ઉઠી